પુષ્પ–[illegible]]    શ્રી સરસ્વત્યૈ નમઃ ! .    [ પુષ્પઃ ૫૧

( સ્વદેશીને નામે સેંકડો અભણુ ભોળાં અને ગરીબ લોકોનાં ગળાં રેંસી રહેલી આજકાલની મફતીઆ વીમા કંપનીઓની પડદા પાછળની દંભી, સ્વાર્થી અને પાપી પૉલીસી પર પ્રકાશ નાખતો )

# લાલ બત્તી

—: યાને :—

# રેડ ડેન્જર સીગનલ

( સુરતના એફ. એસ પારેખ ટેકનીકલ ઇન્સ્ટીટયુટના ઈ. સ. ૧૯૩૧ ના સોસીયલ ગેધરીંગના ઉત્સવ માટે ભજવવા ખાસ લખાયલો. )

## [ એકાંકી હાસ્યરસિક નાટક ]



પ્રયોજકઃ "પુષ્પ"



—: પ્રકાશક :—

**શ્રી નવજીવન પુસ્તકાલય, ટાવર રોડ–સુરત.**

**મૂલ્યઃ ચાર આના**

# લાલ બત્તી

| પાત્ર | પરિચય |
| --- | --- |
| પ્રેમશંકર પંડિત... | ... "ધી પર્સનલ બેનીફીટ કંપની ફોર પુઅર્સ"નો ડીરેક્ટર અને ચીફ એજન્ટ (સુરત ડી.) |
| રાજા ... ... | ... પ્રેમશંકરનો ઓફિસ-બોય (પટાવાળો) |
| પૈસારામ ... | ... દૈનિક "પૈસા" પેપરનો એડીટર. |
| પુરાણી રામભરોસે | ... સટ્ટાના આંક જોનાર એક ફેંકછાપ જોશી |
| નરેન્દ્ર ... ... | ... એક શિક્ષિત સદાચારી સેવાભાવી યુવક. પાછળથી 'રેડ ડેન્જર સીગનલ સોસાયટી'નો સ્થાપક અને સેક્રેટરી. |
| શંભુરામ ... ... | સટ્ટાબજારના મેમ્બરો. |
| મીઆં ખુદાબખસ ... | સટ્ટાબજારના મેમ્બરો. |
| દોરાબ ફુમસીઆ ... | સટ્ટાબજારના મેમ્બરો. |
| મંગુ ... ... | ... શંભુનો ન્હાનો ભાઈ. |
| ઉમીઆશંકર ... | ... એક ઉંટવૈદ અને વીમા-એજન્ટ. |
| મી. દલાલ ... | ... પોલીસ અમલદાર. |
| ન્યાય રત્ન ... | ... ન્યાયાધિશ. |

—: ઉપરાંત પોલિસો, વકીલો, પ્રેક્ષકો વિગેરે :—

સ્થળ: **સુરત.**

---

**નોંધ:**—પ્રસ્તુત નાટકમાં આવતાં કંપનીનાં તેમજ પાત્રોનાં નામોને કોઈ પણ હયાતી ભોગવતી કંપનીઓ કે વ્યક્તિ સાથે અંગત સંબંધ નથી.

# ALARM સાવધાન ! BELL

દેવી સરસ્વતીને ચરણે મ્હારી એકાવનમી કૃતિ તરીકે ધરાતો આ સાતમો એકાંકી નાટક આગળનાં સર્વ નાટકો કરતાં બિલકુલ જુદીજ પદ્ધતિનો છે. સુરતના જૂનાં અને જાણીતા **એફ. એસ. પારેખ ટેનીકલ ઇન્સ્ટીટ્યુટ**ના માનવંત પ્રીન્સીપાલ રા. ચીચગર સાહેબની ખાસ ઇચ્છાને માન આપી એજ શાળાને માટે આ સમયને અનુસરતા પ્રસંગ ઉપર પાંચમો એકાંકી નાટક યોજવામાં આવેલ છે. એમાં સમાજને શાપ રૂપ એવાં કોઇ કલંક કે રૂઢીના સડેલા વિષય ઉપર માર્મિક કટાક્ષો નથી, કિન્તુ બહુધા સારા હિન્દભરનાં નિર્દોષ ગરીબ ગામડીઓનાં ઝુંપડાઓની હોળીઓ સળગાવી તે વડે પોતાની કડકાઇની ટાઢ ઉડાડી દિવાળી ઉજવવા આજકાલ ચોમાસાના દેડકાંની માફક દેખાદેખી વાનરનકલ કરી જ્યાં ત્યાં મફત વીમાની યોજનાવાળી પરપોટા કંપનીઓના ઓફિસો, અને બ્રાંચો ઉઘાડી બેસનાર જેન્ટલમેન લોફરોની સ્હામે એક ભયંકર બળવો છે.

પ્રસ્તુત નાટકમાં મ્હારી બંડખોર કલમે કોઇ અમુક સ્કીમવાળી, કે અમુક નામવાળી વીમા કંપનીને અગર તો તેમના સંચાલકો, સ્થાપકો, કે એજન્ટો માંહેના કોઇને પણ માટે ઇર્ષાને કે એવા કોઇ અંગત કારણને લઇને, સમાજમાં હલકા પાડવાના હલકટ ઉદ્દેશથી આ લડત, આ ઝુંબેશ, આ ચળવળ ઉપાડી નથી, પરંતુ સાડા પાંચ રૂપીઆની મફત યોજનાવાળી પૈસા પ્રેસ્ટીજ અને કોઇપણ જાતના પાયા વગરની એવી લેભાગુ કંપનીઓની સ્હામે ઉઠાવી છે, કે જેની વિરૂદ્ધમાં **સરદાર વલ્લભભાઈ** અને **મહાત્મા ગાંધી** જેવા રાષ્ટ્ર-નેતાઓને પણ પોતાની વજનદાર લેખીનીઓ આખરે ઉંચકવી પડી છે.

એટલુંજ નહિ પણ એની સ્હામે મક્કમ અને મજબૂત પગલાં ભરવા અમદાવાદના જાણીતા મહાસભાવાદી શ્રી. નંદલાલ શાહે પણ આ કંપનીઓની ખબર લેવા એક ખાસ શિક્ષિત અને પ્રતિષ્ઠિત સભ્યોની બનેલ **"પ્રોવીડન્ટ સોસાયટી વીજીલન્સ કમીટી"** યાને **'મફત વીમા સાવધાન સમિતિ'**ની સ્થાપના કરી છે. મજકુર સમિતિએ સરદાર વલ્લભભાઇની સલાહથી પોતાની નિષ્પક્ષપાત તપાસનો અહેવાલ મહાસભાની કારોબારી સમિતિ સમક્ષ રજુ કર્યો છે, અને જે જાણીતા વર્તમાન પત્રોએ પ્રસિદ્ધ કર્યો છે. (એની નકલ આ પુસ્તકમાં પણ છેવટને ભાગે છાપવામાં આવી છે.)

એ ઉપરાંત શ્રી. નંદલાલ શાહે અમદાવાદના સુપ્રસિદ્ધ અઠવાડિક **પ્રજાબંધુ**, મુંબઇના **મુંબઈ સમાચાર**, રાણપુરના **સૌરાષ્ટ્ર**, અને સુરતના દૈનિક **ગૂજરાત** દ્વારા લેખાંકો અને રીપોર્ટો વિગેરે પ્રસિદ્ધ કરાવી પડદા પાછળ રમત રમતી આ પરપોટા કંપનીઓનાં અંદરના સત્ય ભેદો, તેનાં નગ્ન દીગંબર સ્વરૂપમાં આબેહૂબ ચીતરી બતાવી એમા ફસાતા ગરીબ ભોળા લોકોની આંખો ઉઘાડવા જે સેવાભાવી ઝુંબેશ ઉઠાવી છે, તેમાંની ઘણીખરી સત્ય અને ચર્ચાસ્પદ ઘટનાઓ ઉપરથી આ નાટકની વસ્તુ પસંદ કરવામાં આવી છે.

ટુંકાણમાં મ્હારા ભોળા ભારતવાસી ભાઇઓનાં શરીર ઉપર આંખ મીંચીને અંધારામાં આગળને આગળ ધસી આવતી અને પોતાના બહારના—દેખાવના જાજવલ્યમાન સર્ચલાઇટથી (સાડી બારસો રૂપીઆના પોટલાંના પ્રકાશથી) એમની આંખોને ક્ષણભર આંજી નાખતી એ ઇન્સ્યુરન્સની આગગાડીઓથી સર્વ કોઇને સાવધાન રહેવા મ્હેં આ એક એલાર્મ બેલ (મૃત્યુ-ઘંટ) તરીકે રેડ ડેન્જર **સીગનલ** યાને **લાલ બત્તી** ધરવાની હિંમત કરી છે. પછી એનું પરિણામ ગમે તે આવે!

વાડીફળીઆ પગથીઆશેરી, સુરત. તા. ૧૦-૮-૩૧

વિનીત "પુષ્પ"
ગમનલાલ હીરાલાલ બદામી.

## મફત વીમા કંપનીઓ માટે

# મહાત્મા ગાંધીજી શું કહે છે ?

## ગરીબોના એક કરોડ રૂપીઆ લુંટાવાનો સંભવ !

### "મરકી"ના રોગ જેવી કંપનીઓ ઉગ્ર સ્વરૂપે ફાટી નીકળી છે.

"યંગ ઇન્ડિયા"માં મહાત્મા ગાંધીજી નીચે પ્રમાણે લખે છેઃ-

સ્વદેશીનાં મોજાની સાથે નામધારી કંપનીઓ અને સોસાયટીઓનો રાફડો ફાટે એ અનિવાર્ય હતું. એમાંની કેટલીક તો લોકોને ઠગવા માટેજ કાઢેલી હતી. આમાંની કેટલીક સોસાયટીઓના વ્યવસ્થાપકો અથવા દલાલો 'નવરા' પોલિસ જેમને ખોળી રહી છે, તેવા હતા. તેમનો અને તેમના વ્યવહારનો ભેદ સરદાર વલ્લભભાઈ કળી ગયા. તેમણે જોયું, કે આ અપ્રાણિક દલાલો ભોળા લોકોને ઠગે છે. તેથી તેમણે સુચનાઓ કાઢી, કે મહાસભા સમિતિઓએ આ રાફડાની પેઠે ફાટી નીકળેલી કંપનીઓની તપાસ કરવી, અને તેની સામે લોકોને ચેતાવવા. જરૂર પડે તો પોલિસને પણ બોલાવતાં અચકાવું નહિ, એમ તેમણે કહી રાખ્યું. આખરે સરદારના પ્રયત્નથી એક "પ્રોવિડન્ટ સોસાયટી વિજીલન્સ કમીટી" સ્થપાઈ. તેના પ્રમુખ શ્રી. ઠાકોરલાલ ઠાકોર અને મંત્રી શ્રી. નંદલાલ શાહ છે, અને તેમનું મથક અમદાવાદમાં ધના સુતારની પોળમાં છે. આ કમિટિએ એક રીપોર્ટ રજુ કર્યો છે. તેમાં જણાવ્યું છે, કે આ કંપનીઓના વ્યવહાર ઉઘાડા પાડવાને ચાંપતા ઈલાજો વેળાસર લેવામાં

ન આવે, તો પરિણામ કેવાં અનર્થકારી નીવડે એમ છે. શ્રી. જમશેદ મહેતાનો અભિપ્રાય એવો છે, કે જો આ વ્યવહાર વખતસર બંધ નહિ કરવામાં આવે, તો ગરીબોના લગભગ એક કરોડ રૂપીઆ લૂંટાઇ જવાનો ભારે સંભવ છે. આવી કંપનીઓના ડિરેકટરો તરીકે અગ્રેસર મહાસભાવાદીઓએ સાલસપણે પોતાનાં નામ આપ્યાં છે, એને વિષે આ કમિટિ ખેદ પ્રદર્શિત કરે છે. એટલે મહાસભાવાદીઓને ડિરેકટરો તરીકે જોઇને લોકો કંપની પર વિશ્વાસ રાખીને ફસાયા છે. આનો અર્થ એ નથી, કે બધી કંપનીઓ દગાબાજ છે, પણ આ કમિટિ માને છે, કે તેમાંનો મોટો ભાગ વેપારી દ્રષ્ટિએ ટકી ન શકે એવો છે. પોતાના નિર્ણયોના ટેકામાં તેમણે પ્રસિદ્ધ પુરૂષોનાં પ્રમાણો ટાંકીને બતાવ્યું છે, કે આ કંપનીઓ કે સોસાયટીઓએ આપેલાં વચનો લાંબા વખત સુધી કદી પાળી ન શકાય. પચીસ વર્ષ પહેલાં આ આર્થીક મરકી–એ મરકીથી જરાયે ઉતરે એવી વસ્તુ ન હતી–ફાટી નીકળી હતી. તે તો ગઈ, પણ ઘણાં ઘરોને પાયમાલ કરતી ગઈ. પ્રજાકીય સ્મરણશક્તિ નબળી હોય છે. ઉપલા બનાવ પછી એક પેઢી વીતી ગઈ છે, અને પેલી મરકી પાછી વધારે ઉગ્ર રૂપે ફાટી નીકળી છે. હિંદુસ્તાનમાં આવી સોસાયટી લગભગ ૧૦૦ છે, તેમાંથી ચાળીસેક તો ગુજરાતમાં છે. આ સોસાયટીઓ પોતાનું કામકાજ સંકેલી લે, એવી અપેક્ષા વધારે પડતી છે, પણ સંખ્યાબંધ મહાસભા સમિતિઓ ચાલુ પરિસ્થિતિથી વાકેફ થાય, અને પ્રજાને તે પ્રમાણે સલાહ આપે એવી અપેક્ષા વધારે પડતી નથી. "વિજીલન્સ કમીટી" સૌ પૂછપરછ કરનારને માહિતી પુરી પાડશે. એ એનું ખાસ કામ છે.

મોહનદાસ ક. ગાંધી

## મફત વીમા કંપનીઓ માટે

# સરદાર વલ્લભભાઈ શું કહે છે ?

## એવી કંપનીઓનો જલદી વિનાશ થવો જોઇએ.

"આવી કંપનીઓના દલાલો સ્વાર્થને ખાતર દેશદ્રોહ કરી રહ્યા છે."

દુઃખની વાત છે, કે જ્યારે હજારો સ્વદેશપ્રેમી ભાઇઓ અને બહેનોનાં ત્યાગ અને બલિદાનના પરિણામે દેશમાં સ્વદેશીની પ્રચંડ ભાવના જાગ્રત થઇ છે, ત્યારે એ તકનો ગેરલાભ ઉઠાવનારા કેટલાક સ્વાર્થી માણસો ભોળા ખેડુતોને ઠગી પોતાનો સ્વાર્થ સાધવા નીકળી પડેલા માલમ પડે છે. તેમણે વહેંચણીના ધોરણ ઉપર મફત વીમા કંપનીઓની જાળ પાથરી છે. તેમાં બિચારા ભોળા અને અભણ ખેડુતો ફસાય છે; તેમને ફસાવવાને ઠેકઠેકાણે આ કંપનીઓના દલાલો પોતાના સ્વાર્થને ખાતર સ્વદેશીની પવિત્ર ભાવનાને વટાવી દેશદ્રોહ કરી રહ્યા છે. આ જાળમાં ફસાતા ખેડુતોને સાવધાન કરવાનું જે ઉત્તમ કામ અમદાવાદની પ્રોવિડન્ટ સોસાયટી–સાવધાન સમિતિ કરી રહેલી છે, તેને માટે તે સોસાયટીના કાર્યવાહકોને મુબારકબાદી ઘટે છે. આ સમિતિએ મારી સૂચનાથી જે રીપોર્ટ તૈયાર કર્યો છે, તે જોતાં

ખાત્રી થાય છે, કે વહેંચણીના ધોરણ પર કામ કરતી મફત વીમા કંપનીઓ ખેડુતોને ફસાવનારી અને સ્વદેશી વીમાને આફતરૂપ છે. અને એથી એવી કંપનીઓનો જેમ બને તેમ જલદી વિનાશ થવો જોઇએ. મારી ઉમેદ છે, કે સાવધાન સમિતિ ભોળા ખેડુતોને આ જાળમાં ફસાતા બચાવશે, એટલુંજ નહિ પણ તેમાં ફસાએલ ખેડુતોના ગએલા પૈસા બને તેટલા પાછા આપવાની તજવીજ કરશે.

આવી પોકળ કંપનીઓની જાહેર ખબર છાપવી એ એક પાપ છે. વર્તમાનપત્રવાળાઓને મારી નમ્ર વિનંતિ છે, કે આવી કંપનીઓની જાહેર ખબર ન છાપે. ગુજરાત પ્રાંતિક સમિતિએ જાહેર પ્રજાને સાવધાન કરવાને ખાતર આ સંબંધમાં નીચેનો ઠરાવ કર્યો છેઃ—

"ધી પ્રોવિડન્ટ સોસાયટી વિજીલન્સ કમિટી" નો રીપોર્ટ જોતાં માલમ પડે છે, કે "વહેંચણીના ધોરણ પર કામ કરતી મફત વીમા કંપનીઓ સ્વદેશી વીમા કંપનીને નામે ખોટો પ્રચાર કરીને અને મોટી રકમો મળવાની ખોટી લાલચો આપીને અજ્ઞાન અને ગરીબ લોકોને છેતરે છે; તેથી જાહેર પ્રજાને ચેતવણી આપવામાં આવે છે, કે આવી કહેવાતી વીમા કંપનીઓની જાળમાં ફસાવું નહિ."

સમિતિના સ્વયંસેવકો અને કાર્યવાહકોએ ખેડુતોને આ ઠરાવ સમજાવી સાવધાન કરવાં જોઇએ.

"મુંબઇ સમાચાર" સરદાર વલ્લભભાઈ પટેલ.

# લાલ બત્તી

## Red Danger Signal

**પ્રવેશ: ૧** **સ્થળ: અધિપતિની ઓફિસ**

[પાત્રો: **પૈસારામ, નરેન્દ્ર, રાજા, રામભરોસે, ફુમસીઆ, શંભુ, મંગુ, મીઆં ખુદાબખસ વિગેરે**]

[એક બાજુ અધિપતિ "પૈસારામ" પેપરોમાંથી કાતર લઇ કટીંગો કાપી રહ્યો છે. બીજે ખુણે ઉપતંત્રી નરેન્દ્ર અંગ્રેજી ચોપાનીઆં ઉથલાવી તરજુમો કરી રહ્યો છે. બહારની ખુરસીઓ ઉપર શંભુ, ફુમસીઆ અને બીજા બે ત્રણુ મફતીઆ મીસ્ટરો સીગારેટના ધુમાડા કાઢતા ગપ્પા મારી રહ્યા છે.]

**શં**—કાં મીસ્ટર ફુમસીઆ, પછી તમને તમારા બ્રિહિસ્તનસીન બપાવાના વીમાના રૂપીઆ–રુપીઆ મળ્યા કે નહિ?

**ફુ**—જોઉંછ...આજે બોલાવ્યોછ...આય પેલા બમનશા તારીવાલા દાકતરનું સરતીફિકેત લઇને જાઉંછ. (બતાવે છે.) આજ નહિ આપે તો એના બાર નહિ વગાડી દઉં...

**ખુ**—અજી ફુમસીઆ, તબ તો તુમ્હારા ચચાકા બીમા થા!

**ફુ**—જી હાં, જનાબ.

**ખુ**-કહાં? કીસ કંપનીમેં? ઓર કબ ઉતરાયે થે?

**ફુ**—અરે યાર, હમનાંજ આય બે વરસની વાત ઉપર પેલી નવી ઇસ્ટાર્ટ થઇ છે, તે "ધી પર્સનલ બેનીફીટ કંપની ફોર પુઅર્સ"માં.

સાતેક મહિના થયા હશે. બીજી બધી અંગ્રેજી કંપનીઓ તો પંચાવન વરસની ઉપરની ઉમરના, અને તે પન ફક્ત માટીડાઓનાજ વીમા ઉતારેછ, પન આમાં તો તેવું કંઇ છેજ નહિ. બૈરાંનો બી ઉતારેછ તેમ બીમારનો બી ઉતારેછ. દાકતરી તપાસ–બપાસ કોઇ ચીજની જરૂર નહિ ઉમર પ્રોસ્પેકટસમાં છાપેછ તો પંચાવન, પન પછી તો પાંસેઠે કોને જોયાછ, ને પંચોતેરે કોન પૂછેછ. આ પહેલવહેલા સાડાપાંચ કલદાર રોકડા પરખાયવા કે બસ...નામ રજીસ્ટર ટ્રેડ માર્ક. એટલે ભાઇને કહુંછ, જે સેવકે પણ પોતાના પેરેલીસીસના દર્દથી પાડાતા લગભગ એકસેંઠ વરસના પપ્પાજીનો વીમો ઉતારી નાયખો'તો. અત્રેના ચીફ એજન્ટ મી. પંડિત આપના અસલ ફ્રેન્ડ છે, અને એવને કહ્યું, કે 'ઉમર ચાલશે, વાંધો નહિ,' એટલે આપના મનમાં કે હોશે ત્યારે...

શાં–અને પ્રીમીઅમ કેટલું ભર્યું ?

ફુ–જોને, ઓલટુગેધર સાડા પાંચ ને એક સાડા છ ને બીજા સાત-આઠ મળી...પંદરેક હોશે...

ખુ–ઓર અબ મીલેંગે કીતના ?

ફુ–હાલ તુરત બસો ને પચાસ, અને પાછલથી લગભગ હજારેકની વાત સંભલાય છે.

ખુ–જબ તો અચ્છા. હમ ભી ઉતરાયેંગે. હમકો જરા પતા લીખ દેના. કોનસી જગાપે કંપનીકી ઓફીસ હય ?

શાં–અજી, જાને દો મીઆં ખુદાબખસ, એ પરપોટા કંપનીઓ તમારા જેવા જુવાન માણસોને માટે તદ્દન નકામી છે. ફક્ત અમારા જેવા સટોડીઆ કે જેઓ કઈ ઘડીએ દરિયામાં પડી આપઘાત કરશે, અને પોતાનાં બાયડી–છોકરાંને રખડતા મૂકી જશે, તેનો વીમો ખેડનારા છે,

તેમજ જે ઘરડાં ડોસા–ડોસીઓ એક બે વરસમાં આ દુનિયામાંથી કોઇપણ જાતના શક વગર વિદાય લેવાના છે, તેમનેજ કામની છે. તમારા જેવાને માટે નહિ !

ખુ–ક્યું ભલા એેસા ?

શં–કારણ કે એ ચોમાસાનાં દેડકાની માફક દેખાદેખી ફાટી નીકળેલી અળસીઆ અને પરપોટા કંપનીઓ માંડ બે–ચાર વરસનું ગંજાવર આયુષ્ય ભોગવી ધબાયનમઃ થઇ જવાની છે. સમજ્યા ? તમે પેપર–એપર વાંચોછ કે નહિ ?

કુ–ખોત્તી વાત ! હું એ વાતથી વિરૂદ્ધ છઉં. આવી સદ્ધર કંપની કે જેના એેઝીસ આતલા સાઉન્ડ છે, અને જે મારા જેવાને ફકત પંદર રૂપરડીમાં અત્યારે લગભગ પંદરસોની ગંજાવર રકમ આપવાની હિંમત બતાવી રહી છે, તે એમ હાર્ટફેલના દરદીની કાની એકદમ ફેલ જાય, એમ હું માનતોજ નથી.

શં–અરે નહિ શું ? એવી એક નહિ પણ એકાવન કંપનીઓ આજ સુધીમાં હિંદુસ્તાનમાં ઉભી થઇ બિચારાં કંઇક ગરીબોને ન્હવડાવી લંબોધરમ્ થઇ ગઇ. પેલી નવસારીવાળી મેરેજ કંપનીને ભૂલી ગયો ? હજુ રૂપીઆ તો લઇ આવ. લાવ્યા પહેલાજ શાનો એની એટલી બધી તારીફ કરી મરેછ.

ખુ–રખ્ખો, ઇસ બાતમેં મુઝે સબસે પહેલે એડીટર પૈસારામજી એડવાઇઝ લેને દો. વો ક્યા કહેતા હય ? (પૂછે છે) અજી જનાબ પૈસારામ, સચ કહીએ, આજકલ હરેક જગે ઇધર ઉધર નઇ નીકલતી હુઇ ઇન્સ્યુરન્સ કંપનીઓંકે લીએ આપકા ક્યા ઓપીનીઅન હૈ ?

પૈ–(ચશ્મા ઉંચા ચઢાવી) બોગસ... એવરીથીંગ... એવરીવેર એન્ડ એવરીવન ઇઝ બોગસ. જુઓ, આજના આ તા. ૨૯–૭–૩૧ ના

"મુંબઇ સમાચાર"માં સરદાર વલ્લભભાઇ પટેલે પણ એ સંબંધમાં ખખડાવીને કહી દીધું છે, કે સ્વદેશી અને કોંગ્રેસના નામ આગળ કરી ભોળા અભણ અને ગરીબ ગામડીઆ ખેડુતોને ધોળે દિવસે લૂટતી આવી પરપોટા વીમા કંપનીઓથી સઘળાએ સાવધાન રહેવું.

શં–ક્યો બસ ?

કુ–જો ત્યારે... હું હમણા રૂપીઆ અઢીસો કલદાર લઇને આવું કે નહિ...પછી વાત. મીઆં ખુદાબખસ, તમારો વિચાર થાય તો મ્હારૂં નામ દઇને જજો, ઓફિસ કણપીઠ બજારમાં આવેલી છે લ્યો સાહેબજી, રજા લઈશું.

શં–હવે બેસને, જવાય છે.

કુ–નહિ દોસ્ત, હજુ મ્હારે બીજી બે ત્રણ જગ્યાએ જવાનું છે બનતા સુધી તો મારી તમને ઓફિસમાંજ મુલાકાત થઇ જશે.

ખુ–બહુત અચ્છા.

[ કુમસીઆ જાય છે. શંભુ અને ખુદાબખસ પણ ઉઠીને સ્હામેની હોટલમાં ચાહ પીવા ચાલતા થાય છે.]

પૈ–(મુંબઇ સમાચારની કાપલી કાપી આપતા) લ્યો તો મી. નરેન્દ્ર, આજના અંકમાં **પરપોટા વીમા કંપનીઓથી સાવધાન ! સરદાર વલ્લભભાઈની સિંહગર્જના.** આટલું હેડીંગ પહેલે પાને બોલ્ડ બ્લેક ટાઇપમાં છાપી એની નીચે આ કાપલીનું લખાણ થોડું તમારા ભેજામાંથી મીઠું મરચું ભભરાવી છાપજો. જુઓ તો ખરા, આવતી કાલે સવારે એ એકેએક પરપોટા વીમા કંપનીઓ આપણને ઘેર બેઠાં પોતાની જા. ખ. છાપવા આપી જશે. શું સમજ્યા ? આજના લીડર અને નોંધ બંને હું કકડાવીને એજ વિષય ઉપર લખનાર છું. કેમ, એમ એરંડીયું પીધું હોય એમ ડાચું કરીને શો વિચાર કરો છો ?

ન–પણ સાહેબ, તમે આમ રોજ ઉઠીને તમારા પેપરની પૉલીસી બદલ્યા કરો, એ ઠીક નહિ કહેવાય. એક પત્રકાર તરીકે તમારો કોઇ પ્રીન્સીપલ તો હોવોજ જોઇએને ?

પૈ–અમારા પ્રીન્સીપલ ને પૉલીસી જેમાં ગણો તેમાં આજકાલ ફક્ત એક પૈસો. તું ભલે પ્રીવીઅસ જેટલું અંગ્રેજી ભણ્યો, પણ હજુ ગણ્યો નથી. જમાનાનો રંગ ત્હેં હજુ જોયો નથી. અમે તો જોઇ જોઇને જૂના થઇ ગયા. દાવ જોઇને સોકટી મારે એજ ખરો પીઢ પત્રકાર ! વખત એવો બારીક આવ્યો છે, કે હવે દુધમાં અને દહીંમાં બંનેમાં પગ રાખીને આપણે ચાલવાનું ! આપણે તો જે પૈસા આપે તેનાં કીર્તિગાન કરવાનાં; પછી તે રાજા હોય કે રાવબહાદુર હોય, ભણેલો હોય કે ઉઠા સુધી આવડતું હોય, લાયક હોય કે નાલાયક હોય !

ન-પણ આ તે તમારી કઇ જાતની નીતિ !

પૈ–તમે તો હજુ આ લાઇનમાં નવાસવા માણસ છો. બાકી અમે તો પૈસાને પ્રતાપે કંઇ કેટલાને ઇલેકશનોમાં ચૂંટી ધારાસભામાં મોકલાવી આપ્યા, તેમ કંઈ કેટલાંની પાછળ ખાઈપીને પડી ઘેર પણ બેસાડી આપ્યા. અમારી સાથે ભુંડાશ બાંધીને કોઇ કાંદો કાઢી ગયું નથી. સાધારણ કારકુનથી માંડીને તે ઠેઠ કલેકટરની ઑફિસ સુધી અમારી લાગવગ પહોંચી શકે છે. આ અધિપતિની ખુરસી સંભાળવી, અને પેપર ચલાવવું એ કંઇ સાધારણ કામ નથી, સમજ્યા ? એને માટે તો કેટલાની ખફગી વહોરવી પડે છે, અને કંઇ કેટલાની મહેરબાની પણ મેળવવી પડે છે.

ન–તો શું એક સમજુ પત્રકાર પોતાની સ્વતંત્ર જવાબદારી સમજીને પ્રમાણિકપણે આ ધંધો ન ચલાવી શકે ?

પૈ–કદાપી નહિ. આ સીનેમા નાટકો અને સરકસો આપણે ત્યાં રોજ જા. ખ. આપે છે અને હેન્ડબીલો પણ છપાવે છે, એનું કારણ શું? એની સામે મયદાને જંગમાં ઉતરતી આપણી કલમને અટકાવી દેવા માટે!

ન–એવી લાંચ ન લ્યો, એવી લાલચને ઠોકરે મારો, અને સ્પષ્ટવકતા તથા એક પ્રમાણિક પત્રકાર થાવ તો ન ચાલે?

પૈ–ભૂખે મરીએ. મ્હારા ભાઇ, તમારી કોલેજના થોથાંની થીઅરી અહિં કામ નહિ લાગે. અહીં તો દુનિયા ઝૂકતી હૈ, ઝૂકાનેવાલા ચાહીએ. આજે ગવર્નર જનરલનાં ભાષણનાં ભારોભાર વખાણ કરીએ, તો આવતી કાલે યંગ ઇંડીયામાંથી મહાત્મા ગાંધીજીનો સણસણતો જવાબ પણ પાછો છાપી મારીએ. કોઇ પણ પ્રકારે પેપરની નકલ વધારે ખપે, એજ અમારી પૉલીસી!

ન–અરેરે, ત્યારે તો હું જે માન્યતા પત્રકારીત્વમાં ધરાવતો હતો, અને જે ધારણાથી જોડાયો હતો, તેમાંનું તો કંઇ અહીં છેજ નહિ?

પૈ–એવી તમારા જેવી એકજ પ્રકારની પૉલીસીને પકડી રાખવામાં તો કંઇ કેટલા પત્રો પંચત્વ પામી ગયા. સમજ્યા? માટે જાવ, સીધા સીધા હું કહું એમ કરો, નહિ તો આવા વિચારોનું ભુંસું મગજમાં ભરશો, તો આગળ જતા ખીચડીનાયે વાંધા પડશે.

ન–માફ કરો, સાહેબ, આપના વિચારોને હું મળતો થઇ શકતો નથી. પૈસાને ખાતર કદાચ આ પીંડની–શરીરની સેવા વેચાય, પરંતુ પાપી પેટને ખાતર હું આ રીતે મ્હારા આત્માના અવાજને ઠોકરે મારી શકતો નથી.

પૈ–તો જાવ, ચાલતા થાવ. તમારાથી અહીં નોકરી પણ નહિ થાય. તમે કોઇ નિશાળમાં પંતુજીગીરી કરો. સમજ્યા સાહેબ ?

( ત્યાં "રાજા" ચિઠ્ઠી લઇને આવે છે. )

રા–'પૈસા' પત્રના અધિપતિ સાહેબ ક્યાં છે ?

પૈ–કેમ, શું કામ છે ?

રા–આ ચિઠ્ઠી મ્હારા સાહેબે મોકલાવી છે.

પૈ–ક્યાંથી આવે છે ?

રા–"પર્સનલ બેનીફીટ કંપની"માંથી.

પૈ–ઓલરાઇટ, (વાંચે છે) જા, કહે કે હમણા આવે છે.

[રાજા સલામ કરી ચાલતો થાય છે. પૈસારામ કાગળીઆ ગોઠવી કોટ પહેરતા]

જુઓ મી. નરેન્દ્ર, તમને છૂટા થવું હોય તો આજથી રજા છે. નહિ તો હું આવું ત્યાં સુધીમાં આટલો આર્ટીકલ તૈયાર કરી નાખજો. અને આ લ્યો, જા. ખ. આજના અંકમાં લઈ લેજો.

[પૈસારામ જાય છે, નરેન્દ્ર ચિઠ્ઠી અને જા. ખ. ની કાપલી વાંચે છે.]

મહેરબાન અધિપતિ સાહેબ, "પૈસો"

મ્હારે આપની સાથે રૂબરૂમાં કેટલીક ખાનગી વાત કરવાની હોઈ, બની શકે તો હમણા પાંચ મીનીટને માટે ઓફિસે આવી મળી જજો. વાત તમારા લાભની છે. આ સાથે મોકલેલ જા. ખ. આપના આજના અંકમાં લઈ રીતસરનું બીલ મોકલાવી આપશોજી.

પ્રેમશંકર પંડિત

તા. ૧–૮–૩૧ ચીફ એજન્ટઃ–

ધી પર્સનલ બેનીફીટ કંપની ફોર પુઅર્સ.

લાવ, આ કંપનીને આ સાથેની જા. ખ. માં જણાવ્યા મુજબ એક અંગ્રેજી જાણનાર અને હિસાબ રાખી શકે એવા હુંશિયાર કલાર્કની જરૂર છે. જોઉં ત્યાં પત્તો ખાય તો!

[ નરેન્દ્ર કોટ ચઢાવી જવા જાય છે, ત્યાં ઉંટવૈદ ઉમીઆશંકર ઉધરસ ખાતા ખાતા પ્રવેશ કરે છે. ]

ઉ—લે ભાઇ, લે તો... પૈસારામ કયાં ગયા?

ન—બહાર ગયા છે, કેમ? બેસો, હમણા આવશે.

ઉ—પણ મ્હને ફુરસદ નથી. હું દવાખાનું રીઢું મુકીને આવ્યો છું. તમે જ જરા સમજી લ્યોને, અને એવણ આવે તો એમને સમજણ પાડીને કહેજો, કે આ જા. ખ. સારી રીતે ગોઠવીને મુકે.

ન—લાવો જોઉં, શાની જા. ખ. છે? તમે વૈદ છો?

ઉ—જી, હા. આ જુઓ. વાંચી સંભળાવું.

[ ચશ્મા ચઢાવી તખખીર સુધી ઉધરસ ખાતા ખાતા વાંચે છે. ]

નબળા કમતાકાત અને સુક્લકડી હાડપિંજર જેવા શરીરોને શિઆળાની રૂતુ માટે અમારો **ભીમસેની પાક** વાપરવાની અમે ખાસ ભલામણુ કરીએ છીએ. તે ઉપરાંત અમારા જૂના અને જાણીતા દવાખાનામાં તૈયાર થએલી "ઇલેકટ્રીક ટોનીક પીલ્સ" યાને વીજળીક ધાતુપુષ્ટીની ગોળીઓ ગમે તેવા ઘરડા સ્ત્રી તેમજ પુરૂષમાં જુવાનીનાં જોમ લાવવાની ગેરેન્ટી આપે છે. એક વખત મંગાવી ખાત્રી કરો.

કીંમત પાકના તોલાના રૂપીઆ પાંચ—ગોળીની સીસીના રૂપીઆ દસ.

તા. કઃ—સેંકડો સ્ત્રી—પુરૂષોને ઘેર પારણા બંધાવી અમારી આ પેટન્ટ દવાઓએ આશિર્વાદ અને સર્ટીફીકેટ મેળવેલાં છે.

**ઉંટવૈદ્ય ઉમીઆશંકર ઓઘડુભા**

આમ છે. હવે તમારે ફાવે એમ—જરા ઠીક લાગે એમ સુધારોવધારો કરી લેજો. સમજયાને ?

**ન**—પણ હું એ પૂછું છું, વૈદરાજ, કે આપ દુનિયાનાં સુક્કાટાટ શરીરોને ભીમસેની પાક ખવડાવવા નીકળ્યા છો, એના કરતા આપ પોતેજ એનો ઉપયોગ કેમ કરતા નથી ? તમારા પોતાના દિદાર આવા પાંજરાપોળના મુડદાલ ખચ્ચર જેવા કેમ ?

**ઉ**—એ તો જોને ભાઇ, બાબત જાણે એમ છે, કે અમારી હવે અવસ્થા પણ થવા આવીને...લ્યો, છેંકણી લેશો કે ?

**ન**—નહિ જી, પરંતુ અવસ્થા થઇ છે, તો તેને માટે તમારી જુવાનીનો જોમ લાવનારી નંબર એ વીજળીક ગોળીઓનો અખતરો તમે કેમ અજમાવતા નથી ?

**ઉ**—ત્હને પૂછીશું...કુંભાર કરતા ગધેડા ડાહ્યા તે આનું નામ. જેમ પોતાની ભૂલ માણસને પોતાને દેખાતી નથી, અને પારકી માજ

કાન વીંધે છે, તેમ કોઈ દિવસ પોતાની દવા પોતાને અસર કરતી જ નથી, એવો શાસ્ત્રનો નિયમ છે. માટે તું ત્હારે પંચાત કરવી પડતી મૂકી પૈસારામભાઈ આવે એને આપી દેજે, એટલે પત્યું.

**ન**–બહુ સારૂ, સિધાવો. ( વૈદ જાય છે, પછી ) આ ઉંટવૈદો ! પોતાના દમ અને તંદુરસ્તીની દવા કરી શકતા નથી, તે ગામના દર્દો સારા કરવા હાલી નીકળ્યા છે. આવા ને આવા લેભાગુ ધંધાધારીઓએ ખોટ્ટી જાહેરખબરોથી ધૂતી લોકોનો પ્રાચીન આર્ય વૈદક વિદ્યા ઉપરથી જનતાનો વિશ્વાસ ગુમાવ્યો છે, એટલુંજ નહિ પણ એ સાથે ધંધાનું પણ સત્યાનાશ કાઢી નાખ્યું છે.

[ નરેન્દ્ર કાગળીઆ ટેબલ ઉપર દબાવી જવા જાય છે, ત્યાં સ્હામેથી ખુદાબખસ અને શંભુ રસ્તે રખડતા જોશી રામભરોસેને પકડી આવી પહોંચે છે. ]

**શં**–અરે મી. નરેન્દ્રલાલ, કયાં ચલાવ્યું ? બેસો બેસો, જવાય છે. જુઓ તો ખરા, આ જોશી મહારાજને પકડી લાવ્યો છું. જરા હાથ–બાથ બતાવો. મહારાજ વર્તમાન ભૂત ને ભવિષ્ય ત્રણે કાળના જ્ઞાતા અને મહા વિદ્વાન પુરૂષ છે. નસીબની તેજી–મંદી સાથે રૂ બજારની શાખ અને અમેરીકન ફીચરના નંબર પણ જોઇ આપે છે.

**ન**–તમે જોવડાવ્યા કરો, મ્હને તો કામ છે. મ્હારે જવું છે.

**શં**–હવે જવાય છે, મ્હારા ભાઇ. પૈસા હું આપીશ, પછી કંઇ છે ? લ્યો મહારાજ, જુઓ તો...અમારા મી. નરેન્દ્રલાલનો હાથ. એમના નસીબનો સિતારો હમણા ઝળકે એમ છે કે કેમ ?

[ બળજબરીથી હાથ પકડી બતાવે છે. ]

**રા**–(ટીપણું ઉઘાડી) લ્યો, આ પર સવા આનો મૂકો.

શં–પણ હાથ જોયા પહેલાં ફી! માલ પસંદ પડયા પહેલાં કોઇ પૈસા આપે ખરૂં!

શા–તો રહેવા દયો, હમારો તો પહેલા પૈસા લીધા પછી જ પ્રશ્ન જોવાનો નિયમ છે.

[ટીપણું બંધ કરી જવા માડે છે, તેને પકડીને બેસાડતા]

શં–પણ...અરે ઉભા તો રહો. જવાય છે. પહેલા પૈસા લ્યો... બસ! (સવા આનો મૂકે છે) પણ જુઓ, કંઇ અગડંબગડં ફેંકછાપ ચલાવી ને વાત ખોટ્ટી પડી તો...(ખાંસડુ બતાવે છે.) આ જોયુંછ કે ?

શા–અરે ખોટું કેમ પડે ? (પૈસા ગજવામાં મુકતા) તમારૂં નામ ? (નામ સાંભળી ધન–મકર–કુંભ બબડી જાય છે.) તમારો જન્મ જાણે નરેન્દ્ર કહેતાં નિસ્પૃહ રાશીમાં થએલો હોઇ તમે વિચાર અને વાણીમાં સ્વતંત્ર છો. સ્વભાવે મિલનસાર અને સાચ્ચે રસ્તે ચાલનારા છો. રાહુની દશા નથી. ચંદ્ર વચ્ચે પડેલો છે. શનીની પનોતી હાલ છે, પણ ફક્ત એક બે દિવસ ઉતરવાને બાકી છે. તે પછી નસીબના દરવાજા ઉઘડનાર છે. ગુરૂવાર કરો. એ ફળ આપશે. તમારા મનમાં તમે અત્યારે જે વિચાર ચલાવી રહ્યા છો, તે તમારૂં કામ જરૂર પાર પડશે. જાવ... ફત્તેહ કરો.

ખુ–મગર કુછ ઔરત–લડકા તો દેખો!

શા–સ્ત્રી નસીબમાં દોઢ છે. છોકરા અડધો ડઝન. હાલ બાવીસમું જાય છે. બે વરસ પછી લગ્ન થશે. આયુષ્ય લગભગ પચાસથી પંચાવન છે. ધનરેખા સારી છે, જશરેખા સાધારણ, પણ આયુષ્ય-રેખા નબળી.

શં–કેમ ભાઇ, કંઇ દમ લાગે છે, કે તોપેતોપ ?

**ન**—નહિ, જો કે મ્હને આવા રસ્તે રસ્તે રખડતા જોશીઓ ઉપર શ્રદ્ધા નથી, છતાં હાલ તુરત તો એમની ફેંકછાપ મ્હારા સંબંધમાં કેટલેક અંશે સાચી પડી છે. લ્યો બેસો. ( નરેન્દ્ર જાય છે )

**શં**—એમ છે, તો લો જોઇ નાખો, મહારાજ, હવે સેવકનો હાથ, અને કહી દયો, કે ઘરમાં મ્હારો બુઠ્ઠો ડોસો કે જે હું સટ્ટાનો સાહસિક અને આબરૂદાર ધંધો કરૂં, તે સ્હામે રોજ ધુંઆપુંઆ કરે છે, તે કયારે ખુદાતાલાના દરબારમાં રવાના થશે? કયું સચ હૈને મીઆં ખુદાબખ્સ?

**ખુ**—સહી હય...જી...બિલકુલ સહી હય.

**રા**—ભલે, પ્રશ્નના પૈસા પાંચ પહેલા મૂકો. ( મૂકે છે. નામ પૂછે છે. ગણીત ગણીને ) આજે જ—અત્યારે જ અડધા કલાક પછી સાફ થઇ જશે...જાવ...

**શં**—એમ! ત્યારે તો મોજ...આજ રાતનાજ એનો પટારો ખોળી એક સામટા રૂપીઆ લગાવી દઉં, કે કાલ સવારે ગાડી-ઘોડા! હઁ, ત્યારે સાથે સાથે આજે અમેરીકનનો નંબર પણ શું આવશે? તે પણ જોઇ નાખોને...કે બેડો પાર થઇ જાય.

**રા**—રખ્ખો...દૂસરા પાંચ પૈસા રખ્ખો.

**શં**—કેમ? એક વાર તો મૂકયા. કેટલી વાર?

**રા**—પરંતુ એક પ્રશ્નનો ભાવ પાંચ પૈસા છે. સમજ્યા?

**શં**—અલ્યા, એમાં પણ ભાવ!

**રા**—અલબત્ત. જેમ માણસનું નસીબ રોજ ફરતું રહે છે, અમેરીકન ફીચર રોજ ફરતા રહે છે, તેમ અમારા ભાવતાલની ચઢ ઉતર પણ સમય-સંજોગ અને માણસની સિકલ ઉપર આધાર રાખે છે.

ખુ—સચ બાત હય.

શં—અચ્છા તબ લીજીએ.

[શંભુ પાંચ પૈસા પાછા મુકે છે. જોશી બે–ચાર વાર પાસા–રમળ નખાવે છે. ગણતરી કરી કહે છે.]

શા—આજ પંજો અને કાલ મોંડી આવશે. ઘરબાર–માલમીલકત તમામ વેચીને લગાવી દયો. જાવ, સદા માટે કલ્યાણ થઇ જશે.

ખુ—અજી, અબ મૂઝે અપના હાથ દીખાને દો. લીજીએ મહારાજ, અબ હમારી કિસ્મતકા હાલ તો થોડાસા બયાન કીજીએ. બતાઇએ, મેરા ઇરાદા હમારા દોસ્ત ફુમસીઆને બતાઇ હુઇ બીમા કંપનીમેં મેરા–ખુદકા બીમા ઉતરાનેકા હય. પંદરા સાલ કે બાદ વો કંપની પંદરાસો રૂપીઆ દેનેકા એકરાર કરતી હય.

શા—સમજી ગયો...તમારે વીમો ઉતરાવવો છે, તેમાં તમને લાભ થશે કે નહિ? અર્થાત્ તમે પંદર વરસ પહેલાં મરશો કે પછી, તે તમે જાણવા માગો છો? એમજને?

ખુ—હાં, યે બાત હય.

શા—અચ્છા, રખો ઇધર સવા આના.

ખુ—સવા આના! પૈસા કયસા?

શા—પ્રશ્ન દેખનેકા.

ખુ—પ્રશ્ન દેખનેકા પૈસા! ઔર હમારી પાસ! મેરા નામ મીઆં ખુદાબખસ. મૈંને કયા મેરે બાપનેભી કભી અભી તક કીસીકો એક પૈસાભી નહિ દીયા હય. ઔર કયા હમ દે! હમ યે શહેરકે દાદે હય દાદે! સમજે મહારાજ? યે શંભુરામકો પૂછીયે! પૈસેકી એસીતેસી...

શા—(પોટલી બગલમાં મારી) તો માફ કરો, હું કોઇનો હાથ મફત જોતોજ નથી.

ખુ—અરે, તેરી જોશીકી.....( પાઘડી ને પોટલી ઝુંટવી લે છે. ) દેખતા હય કી નહિ ? ઓ...લ...

શાં—હાં...હાં...હાં...મીઆંસાબ...જરા ઠંડા પડો. બામણનો છોકરો છે.

શા—દેખતા હું, મીઆંસાબ, દેખતા હું મેં કાં ના પાડતા હું...લાઇઓ.

[ જોશી હાથ જોડે છે. પછી વહેલો વહેલો ટીપણું ઉઘાડે છે. ]

ખુ—જબ, સાલે તુમ્હારે દીમાગમેં તુમ કયા સમજતે ?

શા—( ધ્રુજતા ધ્રુજતા ) નહિ, નહિ, જુઓને સાહેબ, જાણે કે જુઓને...એ આજકાલ દેખાદેખી વાનરનકલ કરવા ઉભી થએલી અળસીઆ કંપનીઓના એઝીઝ સાઉન્ડ તો નથી જ જો કે તમે પંદર વરસ સુધી જીવવાના તો છોજ, તમારી ગ્રહદશા એવી છે, છતાં જો તમે એક બે વરસની અંદર તમારા પોતાના પુરૂષાર્થથી અને રાજીખુશીથી આપઘાત કરીને પણ મરી જઇ શકો, એમ હો, તો એમાં જરૂર વીમો ઉતરાવો. સમજ્યાને ? ટુંક મુદતમાં મરવા ઇચ્છનારાને માટે આ અળસીઆ કંપનીઓ જરૂર એક આશિર્વાદ સમાન છે, જ્યારે પંદર વરસ પૂરા ખેંચનાર માટે એ આફત સમાન છે.

ખુ—ઓહ...ઇસમેં કોઇ બડી બાત નહિ હય, મહારાજ મેરે ખુદ મરનેકી બાત કયા, ઔર કોઇ દૂસરેકોભી મારનેકી બાત હો, તો મેરે લીએ યે મામૂલી બાત હય. લ્યો, રામરામ...કુછ દખના ચેંયે ?

શા—બસ આપકી મહેરબાની...

ખુ—(ડંડો બતાવતા) થોડીસી લો...ક્યું ? અભી થોડી દેર પર તુમ સવ્વાઆને માંગતે થે ને ?

શં—બાબત જાણે એમ છે, મીઆંસાબ, કે જેમ વીસીવાળો માણસનાં મોઢાં જોઇને થાળીમાં પીરસે છે, અમારા લોકના માતાના મંદિરોમાં મહારાજને શુભ હસ્તે ઓળખાણુ-પિછાણુ જોઇને કપાળે કંકુના ચાંદલા થાય છે, શ્રીમંત-ગરીબનાં ડાચાં જોઇને ફુલ-કોપરાના પરસાદ અપાય છે, વખત વિચારીને ઇલેક્ટ્રીકની લાઇટ કરવાની, ફૂલમંડળી, હિંડોળા, અન્નકૂટ, કેસરસ્નાન કે ઘીનાં કમળ કરવાની કિંમત ઠરાવાય છે, તેમ અમે પણ મ્હોટે ભાગે વખત અને માણસને જોઇને કીંમતની વાત કરીએ છીએ. સમજ્યાને? લ્યો બેસો.

[ જોશી જાય છે, ત્યાં શંભુનો ન્હાનો ભાઇ મંગુ હાથમાં વીમાની પૉલીસીના કાગળ સાથે દાખલ થાય છે. ]

મંગુ—મોટાભાઇ, મોટાભાઇ.

શં—કેમ, કેમ, શું છે?

મં—બાપા ગયા.

શં—ખલાસ! ગ્હારા બેટા જોશી મહારાજની વાત સાચી પડી! મીઆં ખુદાબખસ, ખરો જોશી!

મં—તે જુઓને. બાને એમના ખાટલા નીચેથી આ કાગળ મળી આવ્યો છે. પાડોશના પ્રેમજીભાઇએ એ વાંચીને કહ્યું, કે એ તો વીમાની પૉલીસી છે. વીમા કંપનીના એજન્ટને જલ્દી જઇને ખબર કરો. રૂપીઆ મળશે. એટલે બાએ મને તમને ખબર આપવા મોકલ્યો છે. લ્યો, હું જાઉં છું. તમે જલદી આવી પહોંચો. (મંગુ જાય છે)

શં—વીમો! મ્હારા ડોસાનો વીમો! (ઉઘાડે છે) "ધી પર્સનલ એનીપ્રીટ કંપની ફોર પુઅર્સ." અરે, આ તો પેલો દોરાબ કુમસીઓ જેના વખાણુ કરતો હતો, એજ કંપની. દોસ્ત ખુદાબખસ, તમે જે

કંપનીમાં વીમો ઉતરાવવા વિચાર રાખો છો, તેજ આ કંપની ! ડોસો પણ મ્હારો બેટો કેવો પેક, કે પોતે વીમો ઉતરાવ્યો છે, એની તો મ્હને મરતા સુધી ખબર જ ન આલી. ચાલો, ગમે એમ થયું. એ ગયો તો ભલે ગયો. ઘરમાંથી ખટખટ ગઈ, પણ પાછળ પાછો આ વારસો પણ ઠીક મુકતો ગયો. બસ, હવે ઘેર જઈ ડોસાની યોગ્ય વ્યવસ્થા કરી પછી ઉપડું વીમા કંપનીમાં, ને જો તડાકો પડે તો જોશી મહારાજના બનાવેલા આંક ઉપર બદ્ધી રકમ એકસામટી લગાવી દઇ એકદમ લક્ષાધિપતિ થઈ જાઉં. લ્યો, મીઆં ખુદાબખસ. સલામાલેકુમ. આજ રાતના તો બજારમાં નહિ મળાય. પણ કાલ મળીશું.

ખુ–વાલેકુમ સલામ.

[ બંને છૂટા પડે છે–પડદો ઉંચકાય છે. ]

---

**પ્રવેશ: ૨** **સ્થળ: વીમા કંપનીની ઓફિસ**

[ પાત્રો: **પંડિત, રાજા, પૈસારામ, નરેન્દ્ર, ખુદાબખસ, કુમસીઆ, શંભુરામ** ]

[ "ધી પર્સનલ બેનીફીટ કંપની ફોર પુઅર્સ"ના એજન્ટ મી. પંડિત ટેબલ ઉપર લાંબા ટાંટીઆ નાખી મોઢામાંથી સીગારેટના ધુમાડા કાઢતા "મુંબઇ સમાચાર"ના પાના ઉથલાવી રહ્યા છે. ]

**પં** મહેરબાન સદ્‌ગૃહસ્થો અને બાનુઓ, લોકો કહે છે, કે આજકાલ વેપારધંધામાં કંઇ કસ નથી રહ્યો. અંગ્રેજી ભણતરની વેલ્યુ નથી રહી. ગ્રેજ્યુએટ અને મેટ્રીક પાસ યુવાનોનાં પચાસ ટકા–પચીસ પચાસ રૂપરડીની પંતુજીગીરી અને કારકુનગીરીની પદવી શોભાવી રહ્યા છે, જ્યારે સેંકડે ફીફ્ટી પરસેન્ટ એડયુકેટેડ નવજુવાનો બિલકુલ બેકાર

હાલતમાં ટાઇમ્સ અને ક્રોનીકલમાં વોન્ટેડની કોલમો જોઇ જોઇ અરજીઓ કરી કરી શાહી અને કાગળ બગાડી રહ્યા છે, દેશી અને વિદેશી ઓફિસોને આંગણે ધક્કા ખાઇ ખાઇ જોડા ફાડી રહ્યા છે. પરંતુ મ્હારે ખુલ્લેખુલ્લું કહેવું જોઇએ, કે એ તમામ ભણેલાઓમાં સ્વતંત્ર વિચારશક્તિનો જ સર્વથા અભાવ છે. અને એને લઇને જ એ નોકરીના ગાડરીઆ પ્રવાહની ઘેલછામાં તણાતા ભણેલાઓ ભિખારીની હાલતમાં ભટકી રહ્યા છે.

માણસ જો ભેજું ચલાવે, આઇ મીન નીતિ અને અનીતિ, પાપ અને પૂણ્ય, ધર્મ અને અધર્મ એ વિષયો વચ્ચેના ભેદભાવને હમેશાને માટે ઉંચા મૂકી દે, અને દેખાદેખી વાનરનકલ કરવાની પદ્ધતિને પાણીચું આપી કંઇક નતું વિચારવાની—નવું કરી બતાવવાની તસ્દી લે, તો તે જરૂર મ્હારી માફક ગમે તેવા કડકા જમાનામાં પણ પાંચ પૈસા પેદા કરી અમનચમન ઉડાવી શકે છે.

સાબીતીમાં સેવકનો જીવતો ને જાગતો દાખલો તમારી સ્હામે મોજુદ છે છેલ્લી બેચાર વરસની વાત ઉપર મ્હેં અને મ્હારા ગોઠીઆ-ઓએ "મેરેજ બેનીફીટ કંપની" વોલંટીયરી લીકવીડેશનમાં યાને ફડચામાં લઇ ગયા પછી કડક બંગાળી થતા સેવકે ગાંધીજીની નેશનલ મુવમેંટમાં ઝંપલાવ્યું. બે મહીનાની સાદી કેદની સજા ભોગવી ગાંધી–ઇરવીન સુલેહને અંગે મૂક્તિ મેળવી એક મહાન સ્વદેશભક્ત તરીકે ખ્યાતિ મેળવ્યા પછી ફરી રામશરણ થએલ 'મેરેજ' કંપનીના ભૂતપર્વ ડીરેક્ટરો યાને મ્હારા એ પુરાણા ગોઠીઆઓએ લગભગ બે વર્ષ પર રૂપીઆ પંદરસોની જૂજ કેપીટલથી સ્ટાર્ટ કરેલ સાડાપાંચ રૂપીઆની તદ્દન નવી સ્કીમવાળી "ધી પર્સનલ બેનીફીટ કંપની ફોર

પુઅર્સ"માં ભાગીદારી અને ડીરેકટરી નોંધાવી છે. એટલું જ નહિ, પણ અત્રેના હોલ સુરત ડીસ્ટ્રીકટની ચીફ એજન્સી પણ સેવકે જ રાખી છે. અમારી સ્કીમ એવી છે, કે હાલ ૭ માસ સુધી તો કોઇને એક પાઇ પણ પકડાવાની રાખી જ નથી, અને તે પછી પણ અમને કંઇ ન્હાવાધોવા જેવું છેજ નહિ. લોકોની પાસે ડેથ કોલ ઉઘરાવી તેમાંથી ૨૦ ટકા રીઝર્વને બ્હાને કંપનીના પર્સનલ એકસપેન્સને માટે કાપી લઇ બાકીનામાંથી ફાળે પડતું વહેંચી આપવાનું અમે રાખ્યું છે. હાલ તુરત પંદર વરસે તમામ સભ્યોની પોલીસીઓ પાકતા એક સામટી ગંજાવર રકમ ચુકાવવાની આવે, તે પહેલાં તો એને વોલંટ્રીયરી લીકવીડેશન યાને ફડચામાં લઇ જવાનો પ્લાન અત્યારથી જ અમે દોરી રાખ્યો છે. અગમબુદ્ધિ રાખી હેડઓફિસ તો અમે વડોદરા કે ભાવનગર જેવા દેશી સ્ટેટોમાં જ રાખીએ છીએ, છતાં વખત આવે ખોટા ચોપડા તૈયાર કરવા, જેલજાત્રાએ જવું, અને નાદારી નોંધાવવી એ ત્રણે ધંધા કરવામાં અમને આબરૂ આઇ મીન પ્રેસ્ટીજનો બાહુ તો નડતો જ નથી.

હું એમ દલીલ કરૂં છું, કે જ્યારે આજના ગાંધીયુગમાં હરેક લોક દેશનેતાઓને નામે ખોટ્ટી જા. ખ આપી એમના શબ્દો ટાંકી ચાહ, પાઉડર, વિગેરે સેંકડો ધૂળ જેવી વસ્તુઓ સ્વદેશીને નામે વેચી ધુતી ખાય છે, ત્યારે આપણે પણ શા માટે બાકી રાખવું ? આજના, ઉપરનો ખોટ્ટો ઓપ જોઇને અંજાનાર અંધશ્રદ્ધાળુ જમાનામાં પોલ હાલ્યું જાય છે, અને સાચ્ચા હમેશ ભૂખે મરે છે.

એટલે આપણે પણ બી. પી. સી. સી. (બોમ્બે પ્રોવીન્સીયલ કોંગ્રેસ કમીટી) ને નામે **'સ્વદેશી વીમા કંપનીઓને ઉત્તેજન**

**આપો. ગરીબોને રાહત આપવાને માટેજ અમે આ સાહસ ઉઠાવ્યું છે. ફલાણા ફલાણા પ્રખર દેશભક્તોએ પણ અમારી કંપનીને માટે મુક્ત કંઠે પ્રસંસાના ઉદ્દ્‌ગાર કાઢયા છે',** આવાં આવાં ઘડપાયા વગરના ઓથા હેઠળ હાલ તો મળે એટલા મૂર્ખાઓને શીશામાં ઉતારી મોજ કરીએ છીએ. પછીની વાત પછી. હિંદુસ્તાનની તેત્રીસ કરોડની વસ્તીમાં બે–ચાર લાખ મૂર્ખાઓ મળી રહેશે, એટલે બસ. લાલચ પણ ખાસ્સી સાડીબારસોનો પોટલો ફેંકવાની બતાવી છે. લોકોને રડાવવાના આ આબરૂદાર ધંધાની હાલમાં મ્હારૂં જોઇને મ્હારા ઘણા બેકાર બિરદારોએ જુદે જુદે નામે વાનર નકલ કરી છે. પરંતુ મ્હારા જેટલી રકમનો પોટલો ફેંકવાની જીગર કોઇ ન ધરાવી શકવાથી અને વીર વલ્લભભાઇ, મહાત્મા ગાંધીજી તેમ કોંગ્રેસનું નામ વગર પૂછયે જા. ખ. માં મૂકવાની હિંમત ન કરી શકવાથી તમામ પાછા પડયા છે.

આમાં કોઇ મોટી રકમ રોકવી પડતી નથી. ઝાઝું કામ પણ કરવું પડતું નથી. આ ઓફિસના ઠાઠમાં, જા. ખ. ના ભભકામાં, અને સ્ટાઇલીશ પ્રોસ્પેકટસના શોમાં અંજાઇને એજન્ટોનો દરોડો પડયો છે. હવે એ લોકો કમીસનથી આ ગોરખ ધંધો આગળ વધારે છે, અને સેવક નોકર–ચાકર સાથે મોટરમાં મોજ કરે છે. એટલેજ કહું છું, કે હાઉ ટુ અર્ન મની ઇઝ એ વેરી લીટલ કવેશ્ચન ટુ મી. યુ...બોય...

[ ઘંટડી મારે છે. રાજા આવી સલામ કરી ઉભો રહે છે. ]

વેલ, મી. પૈસારામે શું કહ્યું ?

રા–એઓ હમણા આવે છે. લ્યો, આ આવી પહોંચ્યા.

[ પૈસારામ આવે છે. ]

પં-ઓહ્...કમ એલોંગ...કમ એલોંગ, મી. પૈસારામ...(શેઈક-હેન્ડ કરે છે. ખુરસી આપે છે. સીગારેટકેસમાંથી સીગારેટ આપી પોતે સળગાવે છે.) બોય, બે કપ ચાહ કહી આવ.

[ રાજા સલામ કરી રવાના થાય છે. ]

પૈ-ફરમાવો સાહેબ, હવે આપે મ્હને શા માટે બોલાવ્યો છે ?

પં-હાઁ...જાણે કે આજકાલ શહેરના કેટલાક તીનપાટ છાપાંઓ આ અમારી સ્વદેશી વીમા કંપનીઓ સ્હામે નાહકના બખાળા કાઢી ધૂળ ઉડાડી રહ્યા છે. અને તે સંબંધમાં...

પૈ-બરાબર છે, આપની વાત સોળે સોળ આના સાચી છે. મ્હારા હાથ નીચે કામ કરતા ઉપતંત્રીએ પણ આજના અંકમાં એવી જ કોઇ સરદાર વલ્લભભાઈની છપાયલી ચેતવણી પર આર્ટીકલ અને નોંધ લખવા માડી છે ખરી !

પં-નહિ, નહિ ! તમે શું કહોછ ? અરે મ્હારા સાહેબ, મ્હેં તો તમને ઉલ્ટું મ્હારી કંપનીનું તમામ પ્રીન્ટીંગ કામ વિગેરે આપવાનું નક્કી કરવા બોલાવવા મોકલ્યા, ત્યાં તમે તો મ્હારા ભાઇ...(ત્યાં બોય ચાહના બે કપ મૂકી જાય છે) લ્યો, ચાહ આવી. પહેલાં પી લ્યો, પછી વાત. કેમ પાન મગાવું ! ખાશોને ?

પૈ-ના...કંઇ નહિ...ચાલશે.

પં-બાધા તો નથીને ?

પૈ-ના, એવું તો કંઇ નથી. પણ ખાલી ખર્ચ શા માટે કરવો ?

પં-અરે મ્હારા ભાઇ, એ શું બોલ્યા ? તમારાથી કંઇ ચાહ પાણી વધારે છે! એવા ખર્ચા તરફ જોયા કરીએ તો પછી આવી મોટી કંપની કેમ ચલાવાય ? જુઓ, આ આખો પેજ જા. ખ. એક મહિનાને માટે

હાલ તો તમારા પેપરમાં છાપવાની છે. હમણા તો બધું નવું નવું છે, પણ પછી જેમ જેમ કંપનીનું કામ આગળ વધતું જશે, તેમ તેમ હેડ ઓફિસમાં લખી હંમેશને માટે તમારા પેપરમાં એ છપાવવાનો કોન્ટ્રાક્ટ કરાવી દઇશ. બીજું થોડું પ્રીન્ટીંગ કામ અને પ્રોસ્પેક્ટસ પણ છપાવવાના છે, તે હું આવતી કાલે માણસ સાથે ઓફિસે પહોંચતા કરીશ. અને જુઓને મી. પૈસારામ, તમે આ શહેરમાં ગમે એવા પણ એક પ્રતિષ્ઠાવાળા અને લાગવગ ધરાવનારા માણસ કહેવાવ. એટલે જો તમે મ્હારી સાથે આ ધંધામાં જોડાવ, અને ફક્ત જીભ હલાવો તો પણ મ્હને ઘણીજ સંગીન મદદ કરી શકો એમ છો. એમાં તમને એક એક કેસ દીઠ એક એક રૂપીઓ કમીસન મળશે. સમજ્યાને ?

પૈ–જોઇશ, હાલ તો મ્હને મ્હારા પેપરખાતામાંથી ફુરસદ નથી મળતી, એટલે......

પં–પણ યુ સી...મી. પૈસારામ, એના કરતા પણ તમને આમાં સારો ચાન્સ છે. આ તો નવરાશના ગાળામાં કરવાનું છે. અને લ્યો, આ રૂપીઆ પચીસ જા. ખ. ના ચાર્જ પેટે મ્હારા તરફથી એડવાન્સ લેતા જાવ, અને આજના અંકમાંથી પેલું લખાણ તૈયાર થયું હોય, તો તે રદ કરી તમને ઠીક લાગે એમ બે શબ્દ આપણી કંપનીને માટે લખજો.

પૈ–(નોટ ગજવામાં મુકતા) તે માટે હવે તમારે મ્હને કહેવું નહિ પડે.

પં–અને બીજું શું કહેતો હતો ? (ત્યાં છોકરો પાન લાવે છે, બંને ખાય છે)...હાં, અને આપણી સાથે સંબંધ રાખશો તો ભવિષ્યમાં તમને પાંચ પૈસાનો લાભ થશે. સમજયાને ?

પૈ–તેને માટે હવે તમે બેફિકર રહો. તમારૂં કામ થતું હોય, ને આપણું મોઢું મીઠું થતું હોય, તો બસ, આપણે બીજું કંઇ જોઇતું નથી.

પં–તો લ્યો, જા. ખ. નો શું ચાર્જ કરશો ?

પૈ–હવે તમારા જેવા સાથે તે વળી ભાવ કરવાનો હોય, મ્હારા મહેરબાન, જે યોગ્ય હશે તે લઇશું.

પં–ભલે ત્યારે, લ્યો લઇ જાવ. તમારે વિશ્વાસે. રીતસરનું બીલ કરી મોકલાવજો. પણ જુઓને, મી. પૈસારામ, તમે બીલ સેંકડે ૨૫ ટકા ચઢાવીનેજ કરજો. સમજ્યાને ? હું કંપનીનું તમામ કામ તમને અપાવીશ. પરંતુ એમાં આપણું કમીસન પહેલું !

પૈ–પણ એની કોણ ના કહે છે ? મ્હારા સાહેબ, એ બાબતનો તો મ્હને બહોળો અનુભવ છે. લ્યો, સાહેબજી...

[શેઇકહેન્ડ કરી વિદાય થાય છે.]

પં–આહાહાહા, પૈસો શું નથી કરી શકતો ? આ દુનિયામાં 'જર ચાહે સો કર.' આજકાલના આવા છાપાવાળાઓને મોઢે ડૂચા મારવા એમાં તે શી મોટી વાત છે ? આ એક સીંગલ ચાહ, એક પાન, અને એક સીગારેટ પાઇ દીધાં, અને ઉપરથી પાંચ–પચીસનું ખૂન કરી નાખ્યું, કે આપણાં ભારોભાર વખાણ...

રા–સાહેબ, બહાર કોઇ જુવાન માણસ તમને મળવા આવેલ છે.

પં–આવવા દે, જા.

[ રાજા જાય છે, નરેન્દ્ર દાખલ થાય છે. ]

આવો, કેમ સાહેબ. તમારે તમારો પોતાનો કે તમારા માબાપનો વીમો ઉતરાવવો છે ? હેવ એ લુક ટુ અવર પ્રોસ્પેકટસ. (આપે છે) અમારી આ નવી કંપનીની સ્કીમ એવી છે, કે...બેસો...બેસો તમને

બધી સમજણ પાડું. એમ બીજાની માફક સમજાવ્યા વગર સીસામાં ઉતારવાની સીસ્ટમ અમારે ત્યાં નથી......

ન–પણ સાહેબ, હું વીમો ઉતરાવવા નથી આવ્યો.

પં–હેં! ત્યારે? તમે કોણ છો?

ન–હું એક મેટ્રીક પાસ યુવક છું. હાલ 'પૈસા' પત્રની ઓફિસમાં ઉપતંત્રી તરીકે કામ કરૂં છું, પરંતુ અમુક બાબત ઉપર મતભેદ પડતા મ્હારી રાજીખુશીથી આજે છૂટો થયો છું. દરમ્યાન તમને એક ઓફિસના હિસાબ–ખિતાબ વિગેરે રાખવા માટે એક અંગ્રેજી જાણકાર માણસની જરૂર છે, એવી તમારી મોકલેલ જા. ખ. વાંચવામાં આવી છે...અને તેથી......

પં–ઓહ આઇ સી. યુ ડીઝાયર ટુ સર્વ હીઅર, ધેન! વેલ, ઘણીજ ખુશીથી હું તમને ચાન્સ આપીશ. તમારૂં નામ?

ન–નરેન્દ્રલાલ વી. શાહ.

પં–વેલ, મી. નરેન્દ્ર, તમને ત્યાં પગાર શું મળતો હતો?

ન–માસિક ત્રીસ રૂપીઆ.

પં–જો કે શરૂઆતમાં અમને તમારો પગાર જરા ભારે પડે ખરો, છતાં એને માટે આપણે તમારૂં કામ જોયા પછી વાતચીત કરી લઇશું. બોલો, ત્યારે તમે કયારથી આવવા માગો છો?

ન–આપ કહો ત્યારથી.

પ–આજથી જ. લ્યો, આ આપણી કંપનીના પ્રોસ્પેકટસ અને આ ચોપડાઓ...અંદર બેસી એક વખત બધું વાંચીને સમજી જાવ. નહિ સમજ પડે તો મ્હને પૂછજો. તમારો પગાર આજથી ચાલુ ગણાશે.

ન–ભલે, જેવી આપની ઇચ્છા.

[ નરેન્દ્ર ચોપડા વિગેરે લઇ અંદર જાય છે. ]

પં–જોયુંને ? આવા ને આવા વગર પગારના ઉમેદવારો પણ અમને આપોઆપ મળી આવે છે. હજુ તો જા. ખ. પ્રીન્ટ નથી થઇ, ત્યાં તો આ શ્રીમાન ચાલુ નોકરીને ઠોકરે મારી અહીં તકદીરના ફાટક ખોલવા ધસી આવ્યા. એ તો ઇશ્વર અમારા જેવાને આવા કોઇને કોઇ વીંટીમાં જડવા જેવા નમુનેદાર નંગો મેળવી જ આપે છે.

રા–(પ્રવેશ) સાહેબ, બહાર એક મુસલમાન ગૃહસ્થ આવેલા છે, અને વીમો ઉતરાવવો છે, એમ કહે છે.

પં–આવવા દે, શિકારી તૈયાર છે.

[ મીઆં ખુદાબખસ દાખલ થાય છે. ]

પં–આઇએ, બૈઠીએ, મીઆંસાબ ! લીજીએ, યે અમારી કંપનીકા પ્રોસપેક્ટસ.

ખુ–( લઇને પાછા ટેબલ પર નાખતા. ) દેખો મેનેજર સાહબ, અંગ્રેજી ઔર ગુજરાતી દોનોમેંસે એક ભી જબાન મુઝે નહિ માલુમ હય. મૈં સીર્ફ ઉર્દુ જાનતા હું. ઇસ લીએ આપહી પઢકર સમજાઇએ.

પં–અચ્છા, તો સુનીયે.

ખુ–તુમ તુમારે ગુજરાતીમેં બોલો, મેં યું તો સમજ શકતા હું.

પં–અચ્છા, તો સમજો. અમારી કંપનીમાં દાખલ ફી ફક્ત રૂપીઆ સાડા પાંચ આગળથી, અને પૉલીસી ફી એક રૂપીઓ પાછળથી આપવી પડે છે. ડાક્ટરી તપાસની, કે ઉમરને માટે જન્માક્ષરની જરૂર નથી. જો કે પ્રોસપેક્ટસમાં દેખાવ પૂરતી પંચાવન વરસની લીમીટ બતાવવામાં આવી છે, છતાં પાંચ–દશ ઓછા વધારે હશે, તો ચલાવી લઇશું. કંપનીના ડીરેક્ટરો એટલી ઉદારતાથી છૂટ મુકે છે.

ખુ—અચ્છા, ઔર રૂપયા કીતના ભરના પડતા હય !

પં—શુરૂમેં સીર્ફ સાડે પાંચ. પીછે દર મહીને જેટલા મેમ્બર મરી જાય તે દરેક દીઠ એક રૂપીઓ. તેમાં પણ મેક્સીમમ લીમીટ વધારેમાં વધારે ત્રણ રૂપીઆ, અને મીનીમમ...લગભગ એવરેજ ઘણું ખરૂં એક રૂપીઓ આવે છે. કેટલીક વખત તો લાગલાગટ બે–ચાર મહીના સુધી મરણ ન થતા કંઈજ ભરવામાં આવતું નથી, છતાં પૉલીસી ચાલુ રહે છે.

ખુ—અચ્છા, વો તો સબ સમજ ગયે. ફિર રૂપયા મીલતા હય કીતના ? ઔર કબ ?

પં—એક તો તુમ મર જાવ, જબ. ઔર દુસરા પંદરા બરસકે બાદ મરણની ખબર આપતાની સાથે ૨૫૦) એડવાન્સ તુરત, અને બાકીના કોલ ઉઘરાવ્યા પછી ફાળે પડતા વહેંચી આપવામાં આવે છે. જે લગભગ એક હજારથી વધીને બારસો તેરસો સુધી પણ કોઇ કોઇ વાર તો જાય છે. સમજી ગયાને ?

[ ત્યાં દમામભેર દોરાબ કુમસીઆ ડૉકટરના સર્ટીફીકેટ ને પૉલીસી સાથે દાખલ થાય છે. ]

પં—આવો, કેમ, તમારે શું કામ છે ?

ખુ—આઇએ, મી. કુમસીઆ, તુમ આ ગયે ?

કુ—જી હાં. સાહેબ, લ્યો, આ મ્હારા ચચ્ચાની પૉલીસી, ને આ ડૉકટરનું સર્ટીફિકેટ ! હવે કંઇ વાંધો છે ? આ મીઆં ખુદાબખસ આપણા સ્નેહી છે, અને મ્હેંજ એમને આપનું નામ–ઠામ આપી ભલામન કીધીછ.

પં-(કાગળીઆ તપાસી) સારૂં કર્યું. (ઘંટડી વગાડે છે. બોય આવે છે) જા, અંદરથી ચેક બુક લાવ બેસો, તમને હાલ તુરત કંપનીના કાયદા મુજબ ૨.૫૦) રૂ. નો આવતી કાલનો ચેક આપું છું. અને બાકીનાને માટે આવતી પહેલીએ ડેથ કોલ ઉઘરાવ્યા બાદ તમને ખબર આપવામાં આવશે. ધીરજ રાખજો.

કુ-બહુ સારૂ.

[બોય ચેક બુક લાવે છે, પંડિત ચેક લખી આપે છે.]

પં-લ્યો સાહેબ.

કુ-(લેતા) આ કઇ બેન્કનો છે? સાહેબ!

પં-આઇસે, ન્યુલી એસ્ટાબ્લીશ જેન્ટલમેન બેંક પરનો!

કુ-થેન્ક યુ.

[કુમસીઆ ચેક લઇ હરખાતા હરખાતા રવાના થાય છે.]

પં-સી, મીસ્ટર ખુદાબખસ, અમારી કંપની આમ પૈસા ચુકવવા બાબતમાં તો પહેલા નંબરની છે. કોઇ જાતનો વાંધો નહિ.

ખુ-ઠીક હય, મૈં ભી યહી પૂછતા હું, કી અયસા બાદમેં પેસે વસુલ કરનેંમેં કોઇ તરેહકી દીકકત તો નહિ પડતી હયને?

પં-અરે એ શું બોલ્યા મ્હારા સાહેબ, તમે નજરોનજર જોયુંને? આવા તો કંઈ કેટલાને ઘેર કંપનીએ આજ સુધીમાં પોટલા બાંધી બાંધીને ફેંકી દીધા! જાણે કે મૂળ મુદ્દે બાબત એમ છે, કે જ્યાં સુધી અમારી કંપનીનું ટટ્ટુ બીનહરકતે ચાલે છે, ને રોજ તમારા જેવા નવા નવા ખાનદાન મેમ્બરોની ભરતી થતી રહે છે, ત્યાં સુધી તો જાણે તમારે કોઇ જાતનો ભય રાખવાનો નથી. છાતી પર પત્થર મુકીને નિરાંતે ઉંઘ લેવાની છે. પણ કદાચ કોઇ આકસ્મિક કારણને

અંગે અથવા ખુદાતાલાનો ખોફ ઉતરે, ને કંપનીનું વહાણ ભરદરીઆમાં ડૂબે, તો પછી લાચાર ! તમે જાણે સદ્ધરતાને માટે–એને ભવિષ્યમાં ધરતીકંપનો આંચકો નહિ લાગે, એની ખાત્રી માગો છો, પણ મ્હારા મહેરબાન, આપ આવા ભણેલાગણેલા માણસ થઇને કેમ ભૂલો છો ? જયાં આ આખી આલમનો ભરોસો નથી, જે ચીજ જન્મે છે, તેનો કઇ વખતે નાશ થશે, એની કોઇને ખબર નથી, ત્યાં પછી અમારા જેવા કમીના . ઇન્સાનને માટે તો કહેવાય જ કેમ ? એ તો કોઇ વહેલું કે મોડું, જે જન્મ્યા એ એક દિન જવાના જ. અને ખીલ્યાં એ એક વખત ખરવાના જ. બાકી આમ અમારા જેવા આબરૂદાર ડાયરેકટરો જયાં સુધી એની મેનેજીંગ બોર્ડમાં છે, ત્યાં સુધી બીજી રીતે તમારે વાંધો આવે એમ નથી.

આ તો એમ છે સાહેબ, કે જો મેમ્બરોમાં મરવાનો ચેપી રોગ બહોળા પ્રમાણમાં ફાટી નીકળે, તો જ એને આંચકો આવે ! એ તો વીમો ઉતરાવનારા સદ્‌ગૃહસ્થોને પૈસા લેવાની બાબતમાં ધીરજ, ખામોશ, સહનશીલતા અને શાન્તિ એ ચાર મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતો અમલમાં મુકે તો અમારી કંપનીને કશું થાય એમ નથી. એટલે ટુંકાણમાં અમારી આવી કંપનીઓને પોષવી–જીવાડવી–એનાં આયુષ્યને લંબાવવાનું કામ તમારા જેવા સમજુ વીમો ઉતરાવનારાઓનાં જીવન–મરણની ધગશ અને ઉતાવળ ઉપર અવલંબેલું છે. સમજયાને ?

ખુ–અચ્છા, તો લીજીએ યે રૂપયા. હમારા નામ લીખ લો.

[ પંડિત એનું નામ–ઠામ–ધંધો–જાત વીગેરે પુછી ઉર્દુમાં સહી કરાવી ફોર્મ ભરી રસીદ આપે છે. ]

પં–લીજીએ, યે રસીદ તુમ્હારે પાસ રખ્ખો. કલ પૉલીસી તૈયાર હો જાયગી. એક રૂપીઆ ભરકે તુમ લે જાના.

ખુ–( ગજવામાં મુકતા ) અચ્છા, સલામ.

[ ખુદાબખસ ચાલતો થાય છે. ]

પં–ચાલો, રોજ આમ એકેક બબ્બે શિકાર પણ સીસામાં ઉતરતા રહે, તો બસ. આપણો પોકેટ એકસ્પેન્સ તો હમણા ગબડતો રહે. ( ઘંટડી વગાડે છે, બોય આવે છે. ) જા, અંદરથી પેલા આજે નવા આવેલ મીસ્ટર નરેન્દ્રને કહે, કે સાહેબ ચોપડા લઇને બોલાવે છે.

[ રાજા અંદર જાય છે. નરેન્દ્ર ચોપડો લઇ બહાર આવે છે. ]

ન–(સ્વગત) જા. ખ. અને ઓફિસના ભભકા ઉપરથી તો હું એમ ધારતો હતો, કે કોણ જાણે કેવીક જબરજસ્ત કંપની હશે ! કેટલાક કારકુનો હશે ! પણ કંઇ ન મળે ! બધે જ પોલમપોલ.

પં–કેમ મી. નરેન્દ્રલાલ, પ્રોસ્પેકટસ વાંચી ગયા ? સ્કીમ મગજમાં ઉતરી ? ઘરાકોને સમજાવતા અને શીશામાં ઉતારતા આવડશે ? હિસાબ–ખિતાબ કેમ નોંધવો તેની પણ સમજણ પડીને ? ચોપડા ડુપ્લીકેટ રાખવાના છે, સમજ્યાને ? એક જરૂર પડે કોર્ટમાં રજુ કરવા માટે, જ્યારે બીજા આપણી પોતાની જાણ માટે પ્રાઇવેટ !

ન–પણ મ્હને હજુ આમાં કેટલીક બાબતોમાં સમજણ નથી પડતી.

પં–લાવો, પૂછો, હું સમજાવું પાડું.

ન–આ આટલા બધાનાં નામ ઉપર લાલ પેનસીલના લીટા શાના માર્યા છે ?

પં–ઓહ્ યસ, અને એ સમજવા જેવી બાબત છે. આપણી કંપનીનો એક કાયદો એવો છે, કે ડેથ કોલની નોટીસ નીકળ્યા બાદ પંદર દિવસમાં પૈસા નહિ ભરી જનારનું નામ કાઢી નાખી તેના તમામ હક્ક ફોરફીટ કરવામાં આવે છે.

ન–ત્યારે એમ તો શરતચૂકને અંગે દર મહિને કેટલાંય માણસનાં નામ કૅન્સલ યાને કમી થતા હશે ! અને એમના ભરેલા રૂપીઆ ડૂલ થતા હશે !

પં–આઇ ઓલ મીન્સ, અને એમજ બને છે. આ રેડ ડેન્જર સીગનલ, યાને લાલ નિશાનીઓ એજ સૂચવે છે.

ન–તો પછી પેપરમાં જા. ખ. આપો છો, તેમાં તો તમે આ કેન્સલ થયેલી સંખ્યા કંઇ કમી કરતા નથી ? વળી તમે મોટી મોટી રકમો ગવર્નમેન્ટ લોન સીક્યુરીટી અને રીઝર્વ ફંડમાં છે, એમ પ્રોસપેકટસમાં જણાવો છો, પણ ચોપડામાં તો એવું કંઇજ નથી. તેનું કેમ ?

પં–એનુંજ નામ બીઝનેસ-ટ્રીક ! સમજ્યા મીસ્ટર નરેંદ્રલાલ ! તમે જેમ પાંચસો ઘરાક હોવા છતાં એક હજારથી શ્રીગર શરૂ કરી જા. ખ. આપનારાઓને પેપરની બબ્બે ને ત્રણ ત્રણ હજાર નકલ નીકળે છે, એમ બતાવવાનો પ્રયત્ન કરો છો, તેવુંજ આમાં પણ છે એ તો બધેજ બાંધી મુઠ્ઠી લાખની.

ન-પણ ત્યારે પછી આવા બાદશાહી ખર્ચા રાખો છો, તે કેમ નભશે ? આમ તો દશ મહીનામાં દેવાળું નીકળશે.

પં–પણ તેમાં ત્હારાને મ્હારા બાપનું શું લૂટાઇ જાય એમ છે ? દશ મહીનાને બદલે દશ દિવસમાં કયાં નથી નીકળતું ? રડવાના હશે, એ રડશે. આપણે તો પાછલે હાથે તળીઉં ટાઢું કરી કંપનીને વોલંટીયરી લીક્વીડેશનમાં લઇ ગયાનું જાહેર કરી આ બનાવટી ચોપડાઓ કોર્ટમાં મોકલી આપી છૂટી પાડીશું. હાલ ચાલે છે, ત્યાં સુધી તો મોજ કર. તે વખતે પડશે એમ સહુ દેવાશે.

**ન**–પણ કોઇ માથાનું નીકળશે, ને હિસાબ તપાસી કોર્ટમાં ઘસડશે તો ?

**પં**–એમ બનવું તદ્દન અસંભવિત છે. કારણ કે મ્હોટે ભાગે આપણી કંપનીઓમાં વીમો ઉતરાવનારા ગરીબ અને અભણ લોકો છે. એટલે તે કાયદા–ફાયદામાં વધારે ઉંડું ઉતરવાનું ભેજું ધરાવતાજ નથી. અને કદાચ આગળ વધવા ધારે તો પૈસાને અભાવે તેમ કરી શકે એમ પણ નથી. સમજ્યો ? માટે તું ત્હારે એ બાબતથી નચિંત રહી, લે, આ એક નવો ઉલ્લુનો સરદાર આજે જાળમાં સપડાયો છે, તેનો નંબર નોંધી લઇ પૉલીસી તૈયાર કરી નાખ, કે બીજો એક કલદાર પાકી જાય ! (પૉલીસી આપે છે.)

**ન**–(લેતા–સ્વગત) અજબ ! હું નથી ધારતો, કે અહીંઆ પણ આપણે વધારે દહાડા કાઢી શકીએ !

[જવા માંડે છે, ત્યાં શંભુને દાખલ થતો જોઈ છુપાઇ જાય છે.]

**પં**–પધારો, કેમ સાહેબ, વીમો ઉતરાવવો છે ?

**શં**–નહિ જી, પણ જુઓને, આ મ્હારા ડોસા હમણા એકાએક ગુજરી ગયા છે, તેમના વીમાની પૉલીસી છે. તમારા એક કાયદા મુજબ તમને ખબર કરવા આવ્યો છું, અને તમારા બીજા કાયદા મુજબ એમના છેલ્લા સંસ્કાર વગેરે કરવા રૂપીઆ અઢીસોની માગણી કરૂં છું.

**પં**–(પૉલીસી જોઇને) વાત ખરી છે, પરંતુ તમારા ડોસાએ મરવામાં જરા ઉતાવળ કરી નાખી છે.

**શં**–એટલે ?

**પં**–બાબત જાણે એમ છે, કે અમારી કંપનીમાં વીમો ઉતરાવનારે વીમો ઉતરાવ્યા પછી ઓછામાં ઓછા છ મહીના તો

ફરજિયાત જીવવું જ જોઇએ. એ પહેલા મરવાની ઉતાવળ કરનારને અમો અમારી કંપનીના ત્રીજા કાયદા મુજબ એક પાઇ પણ પરખાવતા નથી, એટલે સોરી. (પૉલીસી પાછી આપે છે.)

શાં–ત્યારે શું મ્હારે નાહી નાખવું ? અત્યાર સુધીના ભરેલા રૂપીઆ ગયા ?

પં–બાઇ ઓલ મીન્સ. બેશક.

શાં–પણ સાહેબ, કંઇક તો મહેરબાની કરો. હું બહુ ગરીબ માણસ છું. આશાનો માર્યો ખબર આપવા આવ્યો છું.

પં–જો કે કંપનીનો કાયદો તો ચોકખી ના જ પાડે છે, છતાં તમે જો મ્હારા કહ્યા મુજબ કરવાનું હા પાડતા હો, તો વળી હું એ બાબતમાં કંઇ વિચાર કરૂં.

શાં–આપ સાહેબ, જેમ કહો એમ કરવા તૈયાર છું.

પં–તો જુઓ સાંભળો. હું તમને હાલ તુરત દયાને ખાતર મ્હારા ગજવામાંથી રૂપીઆ એકસો આપું છું અને તેના બદલામાં તમારે મ્હને રૂપીઆ અઢીસો આજે અને રૂપીઆ એક હજાર પાછળથી મળી ગયાની એમ બંને પહોંચો પર અત્યારેજ સહી કરી આપવી પડશે. તમારા મરનાર બાપની તારીખ ચોપડામાંથી છેકી નાખી બે ત્રણ મહીના આગળની કરી રીતસરનો ડેથ કોલ ઉધરાવવામાં આવશે.

શાં–અને તેના–મ્હારા ભાગના બીજા પૈસા આવશે તે ?

પં–તેમાંથી અડધા ઉપર આમ તમારા જેવાને મદદ કરવામાં ચેરીટીમાં–ધર્માદા કામમાં વપરાશે, અને બાકીના તમારા જેવા આવનારા–જનારાના ચાહ, પાન, સોડા, લેમન વીગેરેથી સ્વાગત કરવામાં વપરાશે. અમારે આમાંથી એક પાઇ પણ લેવી હરામ બરાબર છે.

અમે તો તમે જ્યારે બહુ લાચારી બતાવી કાલાવાલા કરો છો, ત્યારે તમારી દયા ખાઇને તમારા ભલાને ખાતર આટલું સાહસ ખેડવા માથે લઇએ છીએ. સમથીંગ ઇઝ બેટર ધેન નથીંગ.

**શં**–ભલે, એમ તો એમ. નહિ મામા કરતા કાણા મામા સારા. લાવો સો રૂપીઆ, ને હું માડવાળ કરવા તૈયાર છું.

**પં**–લ્યો, ત્યારે આ કોરા કાગળીઆ ઉપર સહી કરી આપો. પછી હું લખી લઇશ. (સહી કરી આપે છે) ચેક આપું તો ચાલશેને?

**શં**–નહિજી, ચેકએકમાં આપણે સમજીએ નહિ. આપણે તો રોકડાજ જોઇશે.

**પં**–ત્યારે રોકડા તો એટલા બધા નહિ નીકળે!

**શં**–તો રહેવા દયો. કાલે આવીશ.

[ પૉલીસી અને સહીના કાગળ પાછા લેવા જાય છે ]

**પં**–ઉભા રહો, મ્હને ગજવામાં જોવા દયો. ( ગજવા ખોળી ) લ્યો લ્યો, છે ખરા.

[ રૂપીઆ આપે છે. શંભુ તે લઇ સલામ કરી ચાલતો થાય છે. ]

હા...હા...હા...હા...બેડો પાર. આજનો દિવસ સફળ થઇ ગયો. (ઘંટડી વગાડે છે. બોય આવે છે) મી. નરેન્દ્રલાલને બોલાવ.

[ નરેન્દ્ર ચોપડા લઈ આવે છે. ]

**પં**–( પેલા બે સહીના કાગળ અને પૉલીસી આપતા ) લ્યો, મી. નરેન્દ્રલાલ, આ બે કાગળીઆ ફાઇલ પર રાખી, આ પૉલીસીવાળા નંબરની પ્રવેશ તારીખ છેકીને ચોપડામાં બે મહીનાની આગળની તારીખ નાખો. અને આજના ખાતામાં એને રૂપીઆ ૨૫૦) આપ્યા છે, એમ ઉધારી નાખો.

ન–પણ સાહેબ......

પં–હીઅર મી ફર્સ્ટ. પહેલા મ્હારૂં કહેવું બરાબર સાંભળી લ્યો, અને આવતા મહીનાના ડેથકોલમાં આ માણસનાં નામથી તતડાવીને મેમ્બરો પર રૂપીઓ ભરી જવાની નોટીસ કાઢો જાવ.

ન–પણ આ પૉલીસીમાં તારીખ જૂદી પડી જશે તેનું શું ?

પં–એમાં પણ એ છેકી નાખી મ્હારી ઈનીશીયલ કરાવી લ્યો.

ન–અને આ ગોટાળો માલમ પડી જતા કોઇ દિવસ ફોર્જરી થશે તો ?

પં–ફરી પાછી એજ વાત કરી ! મ્હેં તમને એક વાર કહ્યું, કે આ ધંધો હિંમતવાળા અને આગળ પાછળનો વિચાર નહિ કરનારા સાહસિક માણસોને માટેનો છે. એમાં કયાં અમીર કયાં ફકીર ! કયાં જેલ કયાં મહેલ ! આ પાર કે પેલે પાર ! એમાંથી ગમે તે એક પરિણામ છે. એવો વખત આવશે, ત્યારે પાંચસો હજાર આડે હાથે બગાડી નાખતા આપણને આવડે એમ છે. સમજયાને ?

નં–પરંતુ સાહેબ...આ તો આપણે વિશ્વાસે રહેલા ગરીબ માણસોને આપણે ચોકખો લૂટવાનો ધંધો લઇ બેઠા છીએ.

પં–જુઓ મી. નરેન્દ્ર, આપણે જાણે કે ચોર અને બદમાશ છીએ, લોકોને લૂટવાનો ધંધો લઇ બેઠા છીએ, પણ તે સાથે તમારે એ પણ ભૂલી જવાનું નથી, કે અમારી આવી વીમા કંપનીઓમાં પંદર વીસ રૂપરડી ભરી હજાર પંદરસો મેળવવાની હરામી દાનત રાખનાર સદ્‌ગૃહસ્થો બેવડા ચોર અને બદમાશ છે. એટલેજ કહું છું, કે Tit for Tat એ દુનિયાનો નિયમ છે.

ન–પરંતુ કોઇ સારા પત્રકારની કે સમાજસેવકની આંખે તમારી આ પોલ ચઢતા, એ તમારી સ્હામે પ્રોપેગન્ડા નહિ કરશે ?

પં–ઇમપોસીબલ. બાબત એમ છે, કે જાણે અમે એવા "પૈસારામ" જેવા અધિપતિઓનાં મોઢાં પૈસાની કોથળીઓથી બંધ કરી શકવા શક્તિમાન છીએ, અને એમ છતાં પણ જો કોઇ વધારે ડાહ્યો અને મહાપુરૂષમાં ખપવા માગતો સાધુચરિત પત્રકાર અમારી સ્હામે ધૂળ ઉડાવવાનું ગંદુ પ્રચારકાર્ય કરે, તો પણ એટલું તમારે યાદ રાખવું, કે અમને વાંધો નથી. કારણ કે ઉપર કહી ગયા મુજબ અમારે ત્યાં પાંચ–પંદર–ભરી હજાર બારસોની કાપલીઓ મેળવવા ઇચ્છનાર આબરૂદાર ગૃહસ્થો એવાં ફરીફરીયાં વાંચતાંજ નથી, અને જેઓ એ વાંચીને સમજી શકે એટલાં બધાં એજ્યુકેટેડ છે, તે અમારે ત્યાં વીમા ઉતરાવવા આવતા જ નથી. સમજ્યાને ?

ન–છતાં પણ બધા પત્રકારો પૈસારામ જેવા અને બધા વીમો ઉતરાવનારા અક્કલના બારદાન......

પં–કટ ઇટ શોર્ટ. આઇ સે મી. નરેન્દ્ર, તમે હવે એ માથાકૂટ મૂકો, અને હું કહું એમ કરી નાખો. એ તો ધીરે ધીરે હું બતાવું એમ કરતા રહેશો, એટલે તમને આપણી કંપનીના એઇમ્સ અને ઓબજેક્ટસ એની મેળે ખબર પડતા જશે. સમજ્યાને ? લ્યો, જાવ, લઈ જાવ. આમ સ્ટેચ્યુની માફક ઉભા છો શું ? ગો ઓન...ટેઈક ઇટ.

ન–માફ કરો, સાહેબ. મ્હારાથી એ પ્રમાણે નહિ થઇ શકે. તમારા જેવા ખાદીધારી, સ્વદેશભક્તમાં ખપવાનો ઢોંગ કરનાર ધૂતારાઓ, એ પવિત્ર પુરૂષનાં નામને લજવનારા અને આ ધંધાને બટ્ટો લગાડનારા બગભગતોના તેમજ પૈસારામ જેવા પેટને માટે, પત્રિકારની પવિત્ર ફરજને ભૂલી લોકોને અંધારામાં રાખી તમારા જેવાના કીર્તિગાન કરવાને માટે પોતાની કલમને વેચનારા અધિપતિઓનાં નામ પર થુ છે, લ્યાનત છે. મ્હેં શંભુરામની સાથેની તમારી સ્વાર્થી અને કપટી મસલત છુપાઇને બરાબર સાંભળી છે, અને તેથી હું તમને સાફસાફ

કહી દઉં છું, કે તમે મ્હારા એ ગરીબ ભોળા અને અભણ દેશબંધુ-ઓને હવે વધુ વખત તમારા સ્વાર્થના શીશામાં નહિ ઉતારી શકો.

પં-હવે રહે, આજના વખતમાં બહુ ડાહ્યો ને ધર્માત્માનો દીકરો થવા જઇશ, તો ભૂખે મરશે, ભુખે. કોઈ ભાવે નહિ પૂછે.

ન-ફિકર નહિ. તમારી માફક તમારી સાથે જોડાઇ મ્હારા સેંકડો મરી રહેલા ગરીબ દેશબંધુઓનાં રહ્યાંસહ્યાં લોહી આમ ચૂસી લેવાનું અઘોર પાપ કરવા કરતા, તો આ તમારી નોકરીને ઠોકરે મારી હું મ્હારી પોતાની જાતને ભૂખે મરી જતી જોવાનું વધુ પસંદ કરીશ.

પં-ભલે, તો જાવ. વહેલા થાવ. આ મ્હોટો રસ્તો પડયો. તમને ચોખા પણ કોણ મુકવા આવ્યું હતું, કે પધારજો.

ન-ઠીક છે, જાઉં છું તો ખરો, પણ જતા જતા ચેતાવી જાઉં છું, કે આ સ્વદેશી અને સ્વદેશભક્તિના પડદા પાછળ ખેલાતી, અને ભોળા લોકોને ભૂલાવામાં નાખી તેમની ગરદનો પર કાતીલ છૂરી ચલાવતી, તમારી દંભી અને ભેદી રમતને આટલેથીજ સંકેલી લેજો. પારકે પૈસે પરમાનંદ કરવાના આ દગાબાજ ધંધામાં દીવાસળી મુકજો.

પં-નહિ તો ? નહિ તો તું શું કરવાનો હતો ?

ન-હું આજથી નોકરીની શોધ કરવાનું છોડી દઇ, તમારા આ હરામી ધંધાની સ્હામે મ્હારા ગરીબ દેશબંધુઓની આંખો ઉઘાડવા માટે હાથમાં **રેડ ડેન્જર સીગનલ** યાને **લાલ બત્તી** લઇને બાથ ભીડવા મયદાને પડીશ. ભૂખે મરીશ, છતાં મરતાં મરતાં પણ એક એવું બળ, એક એવી સંસ્થા ઉત્પન્ન કરતો જઇશ, કે જે મોડી વ્હેલી પણ તમારી આવી પરપોટા વીમા કંપનીઓની ખબર લઇ નાખી તમને પાંસરાદોર બનાવી દેશે.

પં-જા, જા, હવે ત્હારાથી થાય એ કરી લેજે. ત્હારી એવી સુકકી દાટીથી બ્હી જાય, એ કોઇ બીજા, અમે નહિ. ગજવામાં પાંચ

પૈસાના તો ઠેકાણા નથી, ને અમારી ખબર લઇ નાખવાનો હતો! સીકલ નથી શોભતી સીકલ! બોય...( બોય આવે છે.)

**રા**–જી, સાહેબ. (રાજા આવીને સલામ કરે છે.)

**પં**–આ શ્રીમાનને દરવાજો બનાવ.

**ન**–(જતા જતા) ઠીક છે. તો હવે યાદ રાખજો,

ગરીબોને બનાવીને ભલે ડુંગર ધને ખડકો,
પરંતુ લાગશે દિન એક એમાં હાયનો ભડકો.
બધી મિલકત, બધી દોલત બળીને ખાખ થઈ જશે,
રળો છો લાખ તે કાલે સવારે રાખ થઈ જાશે.
ગરીબોના નિસાસા લઇ નહિ સુખી રહી શકશો,
ગરીબની હાયનો પૈસો નહિ આ ભોગવી શકશો.

પંડિત, હજુ પણ અંતરમાં ઇશ્વર ઉતરે, તો કંઇક સમજો. આ દેશને, આ વેશને, અને આ વેપારને કૃપા કરી કલંક ન લગાડો.

અભણને આંજવા આ સહુ તમારા સ્વાર્થ–પાસા છે,
(પરંતુ) તમારા શોખમાં સમજો ગરીબોના નિસાસા છે.
તમે લજવી રહ્યા આમજ...તમારા જગત્ વંદુને,
તમે લૂટી રહ્યા આજે તમારા દેશબંધુને.
આ દુન્યવી સત્તા કદી ઇન્સાફ એનો ચૂકશે.
પણ ઇશ્વરી ઇન્સાફ તમને કદાપી નહિ મૂકશે.

[ નરેન્દ્ર ચાલતો થાય છે. ]

**પં**–હવે જોયો મ્હોટો ઇન્સાફી ઇશ્વરવાળો! રાજા, ચલાવ, આ ચોપડા અંદર લઇ જા.

[ રાજા ચોપડા લઇ જાય છે. પડદો પડે છે. ]

પ્રવેશ: ૩ સ્થળ: સટ્ટાબજાર

[પાત્રો: શંભુ, ખુદાબખસ, ઉમીઆશંકર, દોરાબ, રામભરોસે, પૈસારામ, રાજા, પંડિત]

પં–કેમ પુરાણીજી, આજે શું ધારો છો ?

રા–આજે પંજો ચોક્કસ.

પં–ત્યારે લગાવી દયો, આજે તમે પણ.

રા–લ્યો આ એક રૂપીઓ...

[રૂપીઓ આપે છે, ત્યાં વૈદ ઉમીઆશંકર આવે છે.]

ઉ–કેમ પુરાણીજી, આજ શું લાગે છે ?

રા–આજ પંજો નહિ આવે તો પાઘડી ઉતારી નાખું.

ઉ–માડી વાળ, માડી વાળ, આજ તો મ્હને અશ્વનીકુમાર ઉપર આવેલા એક મુરશદે નંબર બતાવી દીધો છે. લ્યો, મી. પંડિત, આ ચિઠ્ઠીમાં નંબર છે, એની ઉપર રૂપીઆ પચાસ આપણા તરફથી.

[રૂપીઆ અને નંબર લખેલી ચિઠ્ઠી આપે છે. વાતો કરતા કરતા જાય છે, ત્યાં શંભુ, ખુદાબખસ, દોરાબ, અને રાજા આવે છે.]

શં–બોલો મીઆં ખુદાબખસ, આજ પંજો ખાવ છો ?

ખુ–નહિ, તુમ તીઆ ખાવ !

દો–અરે લાવી દે બાવા, હું તીઓ ને પંજો બંને ખાઇ જવશ.

ખુ–લીજીએ, મી. ડુમસીઆ, હમારી પાવલી.

દો–બ......સ !

શં–અરે એ મીઆંભાઇની જીગર શી ? લ્યો, બોલો, મી. ડુમસીઆ, પંજા ઉપર કેટલા ખાવ છો ?

દો–પાંચ–દસ–પચીસ–પચાસ બોલ, તું કહે તેટલા દીકરા...

**શાં**–અરે સો...લ્યો સો.

**દો**–ખાધા. લાવ. (રૂપીઆ લે છે.)

**શાં**–જોજે, પછી કાલે મોઢું નહિ છુપાવતો !

**દો**–હવે રાખ. મોતી સો રૂપરડી...તેમાં મોઢું છુપાવવાની વાત !

**રાજા**–આપણી પણ તીઆ પર એ આની રાખો ભાઇ.

**દો**–ઓત્તારીની ! અલ્યા પોરીઆ, તું તો વીમાવાળાને ત્યાં નોકરી કરે છેને ?

**રાજા**–હા...જી.

**દો**–તે તું વળી આય લાખના બારહજારના ધંધામાં કેદારેથી પયડો ?

**રાજા**–દોરાબશા શેઠ, એ તો મેં મારા શેઠને એક બે વાર ઓફિસમાં ટેલીફોનથી નંબર પૂછતા જોયલાને, તે દિવસથી આપણે પણ હું...

**દો**–શું કહેછ ? તારો શેઠ બી આય આબરૂદાર ધંધો કરે છ ?

**રાજા**–ત્યારે તમે શું જાણો ? એવન તો ખીલો કરેછ ખીલો. એવનનું કામ ઓફિસમાં મોટે ભાગે દલાલો મારફત ચાલે છે. બજારમાં તો હમણા હમણા જ કોઇક દિવસ પેલા ઉંટવૈદ ઉમીઆશંકરની સાથે દોસ્તી થવાથી જરા વાર આવીને ચાલ્યા જાય છે.

**દો**–ઓહ...આઇ સી બાબત એમ છે. જીવતો રહે દીકરા, શેઠનું જોઇને આવા ધંધા કરતા એની મેળે શીખે, એનું જ નામ નોકરની હુશિયારી.

[ દોરાબ પેસા લઇ ખીસામાં મુકે છે, ત્યાં પૈસારામ, રાજા, ઉમીઆશંકર વગેરે બૂમ મારતા અને ન્હાસતા આવે છે.]

પૈ–એ ભાગો...ભાગો...પોલીસ અમલદારે દરોડો પાડયો છે.

[ બધા ન્હાસાન્હાસ કરે છે. દોરાબશા, તથા મીઆં ખુદાબખ્શ ભાગી જાય છે. બાકીના પકડાઇ જાય છે. પંડિત ન્હાસવા જતા પોલીસ અમલદાર દલાલના હાથમાં આવી જાય છે. ]

દ–ઉભા રહો. તમે કોણ છો? અને અહીં શું કરો છો?

પં–સાહેબ, હું અત્રેની "ધી પર્સનલ બેનીફીટ કંપની ફોર-પુઅર્સ" નો સુરત ડીસ્ટ્રીકટનો ચીફ એજન્ટ છું. હું સટ્ટો રમતો નથી, પરંતુ સીનેમા જોઇને ઘેર જતા અચાનક સપડાઇ ગયો છું.

દ–તે બધું કોરટમાં કહેજો. (પોલીસને) સુલેમાન, સબકી જડતી લેકે નોંધ કરો. (સુલેમાન બધાની જડતી લઇ નોંધ કરે છે.)

પં–( ગજવામાંથી રૂપીઆ દસની નોટ કાઢી ) લ્યો સાહેબ, મહેરબાની રાખો.

દ–(ગજવામાં મુકતા) ઓલરાઇટ...તમને તમારી ખાનદાની ઉપર અને મ્હારી પર્સનલ ઓળખાણ ઉપર અત્યારે જવા દઉં છું. ચોકી-પર નથી લઇ જતો. પરંતુ આવતી કાલે બપોરે રીતસર કોર્ટમાં હાજર થઇ સોગંદ પર તમારી નિર્દોષતા પુરવાર કરી જજો.

પં–સર્ટનલી, વીધાઉટ ફેઇલ સર. (સ્વગત) જોયુંને? દામ કરે કામ, સહુ ભરે આ...ને સલામ ( પૈસા બતાવે છે.)

સુ–જીજીએ, સાહબ, યે શંભુરામ ઔર ઉમીઆશંકર દોનોંકે જેબમેંસે યે પેનસીલ, ચિઠ્ઠીયાં, ઔર પૈસે મિલે હૈ.

દ–અચ્છા રખ્ખો. સબકો ચોકીપે લે ચલો.

પૈ–પણ સાહેબ, હું તો નિર્દોષ છું. વળી એક આબરૂદાર ગૃહસ્થ અને પ્રખ્યાત દૈનિક "પૈસા"નો અધિપતિ છું. સટ્ટા અને જુગા-

રને હું સદંતર ધિક્કારૂં છું. મ્હારી ઓળખાણ જોઇએ તો આ વીમા-કંપનીના શેઠ પંડિતજીને પૂછો.

હ–કાં મી. પંડિત, તમે એને ઓળખો છો?

પં–રામ રામ કરો, સાહેબ, મ્હેં તો એની સિકલ પણ જોઇ નથી. આ ફક્ત એના છાપામાં અમારી કંપનીની જા. ખ. છપાય છે. એટલીજ ઓળખાણ! બસ.

પૈ–એમ કે? ઠીક છે બચ્ચા, મ્હને છૂટવા દે, પછી જો કે ત્હારી ને ત્હારી કંપનીની કેવી રેવડી દાણાદાણ કરી નાખું છું તે! મ્હને ઓળખતો જ નથી, કેમ?

હ–બસ, બકબક બંધ કરો. સુલેમાન, આ મી. પંડિતની સહી કરાવી લઈ એમને શકનો લાભ આપી એક આબરૂદાર ગૃહસ્થ તરીકે આવતી કાલે કોર્ટમાં હાજર થવાની શર્તે જવા દયો.

[ સુલેમાન સહી કરાવી લઇ પંડિતને જવા દે છે.]

સુ–જાવ, કાલે બે વાગે કોરટમાં હાજર થજો.

પં–ઓલરાઇટ. (જતા જતા) એમ છે, જોયો! કંપનીના એજન્ટ અને ડાયરેક્ટરનો આટલો વટ પડે છે! (જાય છે.)

પૈ–સાહેબ, કાલે સવારે પેપર બહાર પાડવાનું છે. જોઇએ તો અંગત જામીનગીરી ઉપર છોડો.

હ–ધેટસ નોટ માઇ લુકઆઉટ. લૉ ઇઝ લૉ. સોરી, આઇ કાન્ટ હેલ્પ. સુલેમાન, રસુલ, લે ચલો સબકો.

[ પોલીસો બધાને લઇ જાય છે. પડદો પડે છે. ]



**પ્રવેશ: ૪** **સ્થળ: વીમાકંપનીની ઑફિસ**

[ પાત્રો: **પંડિત, દોરાબશા, ખુદાબખસ, નરેન્દ્ર, દલાલ, પોલીસો.** ]

[ પંડિત ચોપડાઓમાં ગોટાળા કરી રહ્યો છે. ]

**પં**–હરામખોર ઓફિસબોય પણ ગઇ કાલના સટ્ટાબજારમાં સપડાઇ ગયો. સેવક હાલ તો દસ રૂપીઆનું ખૂન કરીને છૂટયો છે, છતાં કોર્ટમાં જો હવે પછી કદાચ દંડ કે સજા થઇ તો આબરૂના કાંકરા થઇ જવાના. કંઇ સમજ પડતી નથી, કે હવે શું કરવું? વળી હમણા હમણા પેલો હરામખોર નરેન્દ્ર પણ 'રેડ ડેન્જર સીગ્નલ સોસાયટી' કાઢી બેઠો છે, અને મ્હારી તથા મ્હારા જેવી બીજી કંપનીની સ્હામે મજબૂત હાથે પ્રોપેગન્ડા કરી રહ્યો છે. એટલે હવે આ કંપનીની સુવડાવીને કયાં તો અહીંથી સીદ્ધી રંગુન કે એડનની પાસપોર્ટ કઢાવી નાખું, કે કયાં તો પછી બેએક ભાડુતી પઠાણોને રોકી એ હરામખોરના ટાંટીઆ જ ભંગાવી નાખું, કે એ ચળવળીઆઓ ફરીથી મ્હારૂં નામ દેવાની ખો જ ભૂલી જાય. નાઉ વોટ ટુ ડુ? ખરેખર, અનલકી સ્ટેન્ડઝ ધી સોલ ધેટ સીટસ અપોન એ ચેર. (લાઇક ધીસ.)

[ ત્યાં મીઆં ખુદાબખસ આવે છે. ]

**પં**–આઇએ, કેમ શું છે સાહેબ?

**ખુ**–( ગજવામાંથી ડેથકોલની નોટીસ કાઢી ) દેખો યે કયા ચીજ હય?

**પં**–હાં, યે ડેથકોલકી નોટીસ હય. તુમ રૂપયા ભરનેકે લીએ આયે હય? આઇ સી...અન્ડરસ્ટેન્ડ! લાઇએ તીન રૂપયા. કુછ ચાહ-પાની મગાવું?

ખુ–અરે તેરી ચાહકી એસી–તેસી ! સાલે, જબ હમ બીમા ઉતારનેકે લીએ આયેથે, તબ તો તુમ ઐસા બોલા થા, કી મહિના ભરમેં એક સે જયાદા રૂપયા નહિ દેના પડેગા. કભી–કોઈ બખત દો–તીન રૂપયા દેના પડેગા. ફિર યે શુરૂકે–પહેલે મહીનેમેંહી તીન રૂપયેકી નોટીસ કહાંસે આઈ?

પં–લેકીન મીઆં સાહેબ, યે મહીનેમેં જરા મરણપ્રમાણ જયાદા હુવા હય...

ખુ–તો ઇસસે હમકો કયા મતલબ ? જયાદા હો તો આપ અપની જેબમેંસે દો. આપને મુઝે અયસી બાતે કબ કીથી ? દેખનેમેં અયસે શરીફ આદમી હો કર અયસે બદમાશીકે ધંધે કરતે હો ! દીખીયે, તુમ્હારે ચોપડેમેં યે તીનોંકુ નામ–ઠામ બતાઇએ ! દેખું તો સહી, વો સબ કબ મેમ્બર હુએથે ? ઔર એકસાથ કયસે મર ગયે ?

પં–અયસા નહિ હો શકતા. સાહેબ, હમારે કંપનીકે પ્રોપાયટર ઔર ચીફ ડીરેકટરકી મંજૂરી બિના હમ અયસા નહિ કર શકતા.

ખુ–જબ તુમ પબ્લીક પેપરોમેં અયસી જા. ખ. કયું છપવાતે હો?

પં–ઉસકે લીએ કંપનીકે ડીરેકટરકો લીખો. હમ તો ઉસકી ચિઠ્ઠીકા ચાકર હય. વહાંસે જયસા હુકમ આતા હૈ, અયસા કરતે હય.

ખુ–લેકીન સીર્ફ દીખાનેમેં તુમકો હર્જભી કયા હય ?

પં–કુછ નહિ, મગર ચોપડા અભી ઓફિસમેં મોજુદ નહિ હય, સબ ઓડીટ કરનેકે લીએ હેડઓફિસમેં ભેજ દીયે ગયે હૈં.

ખુ–સબ જુઠી બાત હય. હમે ઇતબાર નહિ આતા. ઔર હમ સીર્ફ એક હી રૂપયા ભરેંગે, જયાદા એક પાઇભી નહિ દેંગે.

પં–જબ વીમા કેન્સલ કરો.

ખુ—અચ્છા, હમારા નામ કાટ ડાલો. લીજીએ યે તુમ્હારી પૉલીસી, ઔંર હમારે સાડે પાંચ ઔર એક મીલકે સાડે ૭ રૂપયે વાપીસ દે દો.

પં—વો નહિ હો શકતા !

ખુ—ક્યું ? કયોં નહિ હો શકતા ? કયા તુમ્હારા બાપકા પૈસા હરામકા લીયા હય ?

પં—મગર જનાબ, પૈસા પાછા આપવાનો કાયદો હમારી કંપ-નીના પ્રોરસ્પેકટસમાં નથી.

ખુ—અજી, તુ કયા નહિ દે, તેરા બાપકી પાસભી હમ લે શકતે હય. (છૂરી નીકાલે છે) ચલાવ, યે હમારા કાયદા હૈ! દેખા? સીધે સીધે રૂપયે દે દો, વર્ના જાનસે માર ડાલેંગે ! દેતા હય કી નહિ ?

પં—અરે પણ ના કોણે પાડી ? મીઆં સાબ, તુમ ચપ્પુ પોકે-ટમેં રખ્ખો. લીજીએ, યે આપકા સાડા ૭ રૂપયા.

ખુ—( રૂપીયા ખખડાવીને લે છે ) બાપકે માલ હજમ કરને મંગતેથે ! ક્યું ? મગર બચ્ચા, યે કોઇ દાલભાત નહિ હય, લેકીન મીઆંભાઇ હય...યાદ રખના.

[મૂછના આંકડા ચઢાવી દમામભેર ચાલતો થાય છે.]

પં—ઓહ ગૉડ, આવા અમારા માથાના પણ ખાનદાનો અમને મળી આવે છે ખરા ! હવે આ પાછા આપેલા રૂપીઆ બેડ ડેટસના ખાતામાં ઉધારી નાખું.

[ ત્યાં દોરાબ કુમસીઆ હાથમાં ચેક સાથે શ્વાસભેર દોડી આવે છે.]

દો—સા...સા...હે...બ...મી. પંડિત !

પં—પણ જરા ધીરા પડો બાવા, આટલી બધી દોડધામ કર-વાની શી જરૂર છે?

**દો**–(ચેક બતાવતા) પન, આય શું ? આય તમારો ચેક બેન્ક-માંથી રીફ્યુસ થયો છે. જોવો, અને મ્હારે તો આજ સટ્ટાવાલાઓને રૂપીઆ ભરવાના છે. આબરૂના કાંકરા થઇ જવાનો ટાઇમ છે. બાવા, તમોને શું ?

**પં**–( ચેક લેતા ) ક્યાં તો એના ક્લાર્કની કંઇ ખાતું જોવામાં શરતચૂક થઇ હશે, અગર તો પછી તમારી સહી કરવામાં કંઇ ગલતી હોશે, બાવા, નહિ તો એમ બનેજ નહિ.

**દો**–અરે તમે કહોછ શું મીસ્ટર ? આય ચોંકખી "નો બેલેન્સ"ની માર્ક પડી છે, તે જોઇ શકતા નથી ? જરા ચસ્મો ચઢાવીને વાંચો. કંઇ કાતરીયું ગેપ–બેપ તો નથી થઈ ગયુંને મ્હારા સાહેબ ?

**પં**–હોશે, પણ એમાં આટલા બધા ઉશ્કેરાવાની શી જરૂર છે ?

**દો**–ઉશ્કેરાય નહિ તો પછી શું પાનીના માટલાની કની કે આઇસ સરબતના ગલાસની કની ઠંડો પડી જાઉં ! તમે આય બોલોછ શું ?

**પં**–ઓયસ. તમારી વાત હવે મ્હને સમજાય છે. યુ આર રાઇટ માઇ ફ્રેન્ડ ! બોય પરમ દિવસે બેન્કમાં કેશ ભરી આવવાનું ભૂલી ગયો લાગે છે. હવે તમે એક કામ કરો, મી. ડુમસીયા, આજ તો જાણે કે એ એબસન્ટ છે, એટલે કાલે હું પૈસા ભરાવી દઇશ. તમને આ બીજો નવો ચેક લખી આપું છું, તે તમે પરમ દિવસે જઇને વટાવી આવજો સમજ્યાને મી. ડુમસીઆ ? ચાલશેને ?

**દો**–નોટ એટ ઓલ. બાવા, એક મીનીટબી નહિ ચાલે ! અને હવે હું એવા કાગલના ચોંથરાને અડકવાનો વટીક નથી. આઇ મસ્ટ હેવ માઇ મની જસ્ટ નાઉ...એન્ડ ઇટ ઓટ ટુ બી ઇન કેશ. અન્ડરસ્ટેન્ડ ? નહિ તો આજે બજારમાં મ્હારા બીજા બપાવાઓને હું શું જવાબ દેવશ ?

**પં**–તો એક કામ કરો. તમે હમણા ઘેર જાવ, અને આ ચેક અહીંઆ મુકતા જાવ. તમને સાંજ સુધીમાં પૈસા ઘેર પહોંચતા કરીશું. બસ?

**દો**–પન હું એક મીનીટ્ બી હવે થોભવા માગતો નથી, તેનું કેમ? આઇ...વોન્ટ...માઇ મની...પ્લીસ વેરી મીનીટ...

**પં**–સોરી, અત્યારે ઓફિસમાં કે ગજવામાં એટલી રકમ મ્હારી પાસે નથી. કહો તો પછી ઘેરથી મોકલી આપું! મી. ફુમસીઆ, તમે આવા ખાનદાન માણસ થઇને આમ કાબુલીની માફક છેક મ્હારી ઇજ્જત ઉપર શું જાવ છો? હેવ ફેઇથ ઇન માઇ વર્ડ્સ.

**દો**–પન મ્હારે ખાસ આજે–અત્યારે જ જોઇએ છે, તેનું કેમ? ચાલો બદ્ધા પૂરા નહિ હોય, તો અત્યારે થોડા...અડધા આપો, અને બાકીના સાંજ સુધીમાં ઘેર પહોંચતા કરજો.

**પં**–પણ અત્યારે તો ગજવામાં ફક્ત બે રૂપીઆ ને સવાપાંચ આનાના પૈસા છે, માનશો? લ્યો જુઓ. (બતાવે છે.)

**દો**–તો પછી આય અપ–ટુ–ડેત ઓફિસ લઇને શું જખ મારવા બેઠાછ? નામ ત્યારે મોટી વીમા કંપનીની ઓફિસ કાઢી છ, વાતો હજાર ને લાખની કરો છ, ને કેશ જોઇએ તો બે રૂપરડીની! મી. પંડિત, આય તમે ચોકખો લોકોને લૂટવાનો, અને ગરીબ માણસોને રડાવવાનો ધંધો લઇને બેઠાછ. સમજ્યાને?

**પં**–હશે, તેની સાથે તમારે શું કામ છે? આઇસે ડોન્ટ ગો સો ફાર. મી. ફુમસીઆ, ટેક કેર, અધરવાઇઝ......

**દો**–બોલી નાખ, બોલી નાખ, નહિ તો તું શું કરસ?

**પં**–ઓફિસની બહાર જાવ. હેવ સમ મેનર્સ, બીહેઇવ લાઇક એ જેન્ટલમેન. તમને અત્યારે કંઇ પણ મળી શકે એમ નથી જાવ, તમારે જોઇએ તો ફરિયાદ નોંધાવો. આઇ ડોન્ટ કેર

ડુ–એમ છે? આખરે આય નાગો જવાબ! ઠીક છે, બેટમજી, ધન યાદ રાખ, હું તુને ઠેઠ પોંચાડશ. આય અઢીસોની પાછલ બીજા હજાર બગાડશ, પણ તુંને તો હાથમાં જંજીરીયા પહેરાવીને મામાને તાંજ બેસારસ. સમજ્યો દીકરા? મને હમનાજ જઇને મલવા દે પેલા નરેન્દ્રને! એની સલાહ લેવસ, પછી તારી ઉપર કાયદેસર પગલા ભરસ!

પં–ડુ વૉટ યુ લાઇક.

[ ડુમસીઆ જવા જાય છે, ત્યાં સ્હામેથી દલાલ અને નરેન્દ્ર આવે છે. પંડિતના પેટમાં ધાસકો પડે છે, છતાં ઉપરથી હસતું મોઢું રાખી ઉભો થઇ શેઇકહેન્ડ કરે છે. ]

પં–(ઘડીયાળમાં જોઇ) ઓહ...વેલકમ...મી. દલાલ, હું જરા આ કામમાંથી પરવારી હમણા કોરટમાં જ આવતો હતો, પણ એટલામાં...

ડુ–કોણ મી. નરેન્દ્ર? (હાથમાં હાથ મીલાવે છે.) લ્યો, ઠીક થયું. હું હમના તમારીજ પાસે આવતો હતો.

ન–કેમ મી. દોરાબશા, એવું તે શું છે?

ડુ–જોને ભાઇ, આ ચેક આય ખાનદાન સાહેબે મ્હારા પપ્પા ડાઇડ થયા તેમની પોલીસી પાકતા ડ્રૉ કરી આપ્યો, તે રીફ્યુસ થયો, અને હું એનો ખોલાસો માગવા આવ્યો, તો જવાબ દેછ, કે કોરટમાં જાવ, ફરિયાદ માંડો. ડુ વૉટ યુ કેન. સી...(ચેક બતાવે છે)

ન–(દલાલને) લ્યો સાહેબ, આ પુરાવો નંબર બે. આ મી. ડુમસીઆ મ્હારા જૂના સ્કુલફ્રેન્ડ છે. એમને પણ એ શ્રીમાને આ ખોટ્ટો ચેક દોરી આપી દગ્યા છે.

ક-મી. શ્રીમંતલાલ, શંભુરામ નામના શખ્સને તેના બાપનાં મરણ માટે ખોટી રીતે નાણાં આપવા કાઢવામાં આવેલી:ડેથકોલની નોટીસને માટે, તથા કંપનીના હીસાબ-ખિતાબના ચોપડામાં એ સંબંધમાં ગોટાળો કરવાના ફોર્જરીના આરોપને અંગે શ્રી. નરેન્દ્રનાથની "ધી રેડ ડેન્જર સીગનલ સોસાયટી"ની ફરિયાદથી આ વોરંટ કાઢવામાં આવેલ હોઇ, એની રૂએ હું કંપનીના ચોપડા મ્હારે કબજે લઇ, તમને પરહેજ કરૂં છું.

પં-પરંતુ સાહેબ, આ બાબતમાં મ્હારી ઉપર ખોટો આરોપ મુકવામાં આવ્યો છે.

ક-તે બધું તમે મેજીસ્ટ્રેટ સન્મુખ કહી શકો છો, અને તમારા બચાવને માટે તમે ત્યાં જામીન પર પણ છુટી શકો છો.

[ પોલીસ ચોપડા કબજે કરે છે. ઓફિસને સરકારી સીલ લાગે છે. પંડિતને પરહેજ કરવામાં આવે છે. ]

કુ-લેતો જા દીકરા, કુ વોટ યુ કેન! ખુદાઇ સોટ્ટી તે આનું નામ!

ન-વેલ મી. કુમસીઆ, આ ચેક હમણા મ્હારી પાસેજ રહેવા દયો. આ કેસમાં એ ઘણોજ ઉપયોગી થઇ પડશે. અને તમે પણ જરૂર પડે તો કોરટમાં હાજર રહેજો.

કુ-ઘણીજ ખુશીથી. જરૂર આવશ, બાવા, જરૂર.

[ શેઇકહેન્ડ કરી બંને છૂટા પડે છે. પડદો ઉંચકાય છે. ]

**પ્રવેશ: ૫** **સ્થળ: અદાલત**

[ પાત્રો: **ન્યાયરત્ન, દલાલ, સિપાઈઓ, પટાવાળો, નરેન્દ્ર, પંડિત, કુમસીઆ, પૈસારામ, રાજા, ઉમીઆશંકર, શંભુ, રામભરોસે, પ્રેક્ષકો વિગેરે.** ]

( વકીલો કેસના કાગળીઆ ઉથલાવી રહ્યા છે. શીરસ્તેદાર સટોડીઆઓનો કેસ રજુ કરે છે. મેજીસ્ટ્રેટ પટાવાળાને મી. દલાલનું નામ પોકારવા હુકમ કરે છે.)

**પટા**–ડી. ડીવીઝન ફોજદાર મી. દલાલ...હાજર હય કે ?

[ દલાલ આવી સલામ કર ઉભા રહે છે. ]

**ન્યા**–વેલ મી. દલાલ, તમે પરહેજ કરેલા આરોપીઓને હાજર કરો, અને એમના સંબંધમાં જે કંઈ કહેવાનું હોય, તે રજુ કરો.

[ દલાલ તમામ પકડાયલા સટોડીઆઓને હાજર કરે છે. ]

**દ**–સાહેબ, ગઇ કાલે રાત્રે અગીઆર વાગે આ તમામ ખાનદાનના સફરચંદો સટ્ટાબજારમાંથી પકડાયા છે. એમના ગજવામાંથી આ આંકડાઓના પુરાવા મળ્યા છે. (રજુ કરે છે.)

**ન્યા**–ઓલરાઈટ, એ દરેકની ઓળખાણ કરાવો.

**દ**– આ નંબર એક ચાર મહીના પહેલાના સ્વદેશભક્ત અને સ્વરાજયને અંગે જેલની હવા ખાઇ જાણીતા થએલ ખાદીધારી અને વડોદરા હેડ ઓફિસ ધરાવતી ઇ. સ. ૧૯૨૯ માં સ્થપાએલ ‘ ધી પર્સનલ બેનીફીટ કંપની ફોર પુઅર્સ ’ના સુરત ડીસ્ટ્રીકટના ચીફ એજન્ટ અને કંપનીના એક ડીરેકટર ઉપરાંત ભાગીદાર પણ છે. એક હાઇકલાસ ફેમીલીના કુળદીપક હોવા ઉપરાંત નિર્દોષ હોવાનું જણાવતા એ શ્રીમાન એક વખતની નવસારીમાં રામશરણ થએલી ‘ મેરેજ

એનીપ્રીટ કંપની'ના પણ ડીરેકટર ને ભાગીદાર હતા. એમની ઉપર "ધી રેડ ડેન્જર સીગનલ સોસાયટી"વાળા મી. નરેન્દ્ર તરફથી ફોર્જરીનો બીજો આરોપ મુકાતા કંપનીના ચોપડા કબજે લઇ એમને કસ્ટડીમાં રાખવામાં આવ્યા છે. દરમ્યાન વડોદરાની હેડઓફિસના સંચાલકો અને એમના મળતીઆ સ્નેહીઓ પણ આ વાતની ખબર મળતા તરત કંપનીને બંધ કરી છ પાંચ અગીઆરા ગણી ગયા છે, જેમને માટે ત્યાંની પોલીસ ચાંપતી તપાસ ચલાવી રહી છે. આરોપી નંબર બે આ મી. રાજા, એવણની ઓફિસના બોય હોઇ બે આની તીઆ પર લગાવ્યાનું કબુલ કરી માફી માગે છે. નંબર ત્રણ મી. પૈસારામ અત્રેના સુપ્રસિદ્ધ દૈનિક "પૈસા"ના એડીટર છે. નંબર ચાર મી. પુરાણી રામભરોસે એક સટ્ટાના આંક કાઢનાર અને લોકોના હાથ જોઇ ભૂત ભવિષ્ય ને વર્તમાન કહેતા રખડતા જોશી છે. નંબર પાંચ મી. શંભુરામ આ શહેરના દાદા ગણાતા સટ્ટાબજારના એક ચેમ્પનીઅન નંગ છે. એવણ આગળ પણ આ ધંધાને અંગે બેચાર વાર જેલજાત્રા જઇ આવેલ છે, તેમ દંડ પણ ભરી ચૂકેલ છે, અને નંબર છ મી. ઉમીઆશંકર એક વયોવૃદ્ધ અને વંદનીય વ્યક્તિ હોઇ શહેરમાં ઇલેકટ્રીક પાવરની ગોળીઓ અને ભીમસેની પાક જેવી પેટન્ટ દવાઓથી પંકાયલા એક આબરૂદાર ક્ષયરોગી ઉંટવૈદ્ય છે. આમાં મી. રાજા અને પૈસારામ સિવાય તમામ આરોપીઓ ગુહ્નાનો એકરાર કરે છે, જ્યારે મી. પૈસારામ જોકે પોતાને નિર્દોષ બતાવતા હોવા છતાં એમનાં ગજવામાંથી આ કાપલી મળી આવી છે. તદ્ ઉપરાંત મી. પંડિતની પાસેથી એવી કોઇ શક પડતી ચીજ મળી આવી નથી, છતાં મી. રામભરોસે સોગંદ ઉપર જણાવે છે, કે એમણે એમને પંજા ઉપર એક રૂપીઓ આપ્યો છે.

**ન્યા**–વેલ મી. રામભરોસે, તમે સટ્ટાના આંક કાઢવાનો ધંધો કરો છો?

**રા**–જી નહિ, એ તો મ્હારો એક સાઇડ બીઝનેસ છે. કેવળ શોખને ખાતર, અને પ્રાચીન જ્યોતિષવિદ્યા ઉપરથી વીસમીસદીના અંગ્રેજી ભણેલાઓનો વિશ્વાસ ઉઠી ન જાય, એટલા માટેજ કોઈ કોઇવાર ચમત્કાર બતાવું છું. બાકી આમ તો સેવક થોડા વખત થયા "સ્વદેશી બોંડ ઓફિસ"ના સભ્ય થયા છે. અને કમીસનથી તેમનું કામ કરવાનું માથે લીધું છે.

**ન્યા**–સ્વદેશી બોંડ ઓફિસ! એ વળી શું ધતીંગ છે?

**રા**–જી, એ આ સાડાપાંચ રૂપીઆની સ્કીમવાળી કંપની જેવું ધતીંગ નથી. શેઅર, લોન, અને સેંટ્રલ બેન્કના ત્રણ વરસના કેશ સર્ટીફિકેટનાં જેવું આ એક ફક્ત તેર રૂપરડીનું સ્વદેશી કાગળ ઉપર છાપેલું નેશનલ ગર્વમેન્ટનું ઓચરીયું છે. વળી એ સાડા છ રૂપીઆમાં અડધું પણ ખરીદી શકાય છે, તેમ મહીને ત્રણ અને દોઢ રૂપીઆને હફતેથી પણ મળી શકે છે. સટ્ટાની માફક એમાં પણ નસીબનો નંબર જેમ લાગે તેમ વીસથી માંડી બે હજાર સુધીના ઇનામો–બોનસો જીતી શકાય છે. વળી જરૂર પડતા એ બોંડ ઉપર વ્યાજે નાણાં પણ કંપની પાછાં ધીરી શકે છે. વિશેષમાં કંપનીના લાંબા આયુષ્યનો વર્તારો મ્હેં ગણિતપદ્ધતિથી કાઢી જોયા પછીથી જ એમાં ઝંપલાવ્યું છે. તેમ છતાં જો આપ સાહેબને મહારા ગરીબના શબ્દ ઉપર વિશ્વાસ ન આવતો હોય તો આજેજ–અત્યારેજ એમાંના બે બોંડ ખરીદીને તકદીર અજમાવી જુઓ. ટ્રાય વન્સ. જોવાના કંઇ પૈસા નથી સાહેબ. તેમ તેર રૂપરડી કાંઇ બડી બાત નથી.

[ ગજવામાંથી કાગળ કાઢી આપવા જાય છે.]

ન્યા—ઢેમ ચોર ઓન્ડ એન્ડ સ્કીમ! આઇ હેવ નો ફેઇથ ઇન સચ સટોડીઆ કંપનીઝ! વેલ, મી. ઉમીઆશંકર, આ દવાદારૂ સાથે તમે પણ આવા કોઈ બીજા ધંધો કરો છો કે?

ઉ—જી, હું કરૂં છું, અને હું પણ પ્રાઇવેટમાં એક બે વીમા કંપનીઓનો એજન્ટ છું, પરંતુ તે કંપનીઓ મી. રામભરોસેની અને મી. પંડિતની આવી દગાબાજ અને ટીનપાટ કંપનીઓ જેવી નથી. તેમ તેની સ્કીમ પણ ઘણીજ જુદી જાતની અને સાઉન્ડ બેઝીસ વાળી છે. આપ સાહેબને જો ટાઇમ હોય, તો હું એક બે મીનીટ એ સંબંધમાં બોલવા માગું છું.

ન્યા—આ અદાલત છે, વીમા કંપનીની ઓફિસ કે નગીનચંદ (ભાષણ કરવા)નો હોલ નથી, સમજ્યા?

ઉ—છતાં એક આરોપી તરીકે આપ નામદાર મ્હને સજા ફરમાવો, તે પહેલાં મ્હારૂં પોઝીશન, અને મ્હારી લાયકાત આપના ધ્યાનમાં રહે, એ ઇરાદાથી મ્હારા બે બોલનું સ્ટેઇટમેન્ટ આપ સાહેબે સાંભળવુંજ જોઇએ. મ્હારી એજન્સી કંપની નંબર એક "ધી હસબંડ એન્ડ વાઇફ યુનીટી ઇન્સ્યુરન્સ કંપની" ધણી ધણીઆણી બંનેનો વીમો એકીસાથે ડબલ પોલીસી સીસ્ટમથી ઉતારે છે. ફક્ત સાડા છ રૂપીઆ શરૂઆતમાં રોકવા પડે છે. અને પછીથી દર મહીને રૂપીઆ બે. પતિપત્ની બંનેમાંથી ગમે એ એક મરી જતાં બીજાને વીમાની રકમ વિનાવિલંબે કંપની ચુકવી આપે છે. જ્યારે એજન્સી નંબર બે "ઇન્સ્યુરન્સ ફેમીલી સ્કીમ" દાખલ ફી રૂ. સાડાપાંચ અને માસિક કોલ રૂપીઓ દોઢ લઇ મુઆ પછી મરનારની વિધવાને રૂપીઆ વીસનું

માસીક પેન્શન જીવે ત્યાં સુધી આપવા બંધાય છે. હવે આપજ કહો, સાહેબ, કે આમાં કંઇ છેતરાવાની ધાસ્તી જેવું છે? અને જો બીજી પરપોટા કંપનીઓ કરતા તમને મ્હારી એજન્સીની આ બે કંપનીઓની સીસ્ટીમ સાઉન્ડ લાગતી હોય, તો હું આપને એમાં આપનો પોતાનો વીમો ઉતરાવી સાથે એક સર્ટીફિકેટ આપવાની.........

**ન્યા**–ધેટસ ઓલ. આઇ સે ક્લોઝ અપ યોર કેન્વાસીંગ બીઝનેસ. નાઇધર આઇ વીશ ટુ હીઅર યોર લેક્ચર નોર ટુ ઇન્સ્યોર માઇસેલ્ફ એટ યોર કંપનીઝ. મી. વૈદ, કીપીંગ ડબલ પોલીસીઝ, યોર કંપનીઝ આર ડબલી ચીટીંગ. યુ સી. વેલ, મી. પૈસારામ, તમે તમારે માટે શું કહેવા માગો છો?

**પૈ**–સાહેબ, મ્હારા જેવો એક પેપરનો એડીટર, કેળવાયલો જેન્ટલમેન માણસ, આ ધંધો કરે એમ તમે માની શકો છો ખરા?

**ન્યા**–તો શું તમારૂં એમ માનવું છે, કે આ ધંધો ફક્ત લોફ-રોજ કરે છે?

**પૈ**–સર્ટનલી, યોર ઓનર.

**ન્યા**–નો, નોટ એટ ઓલ. અરે તમારાથી પણ સારા સારા આબરૂદાર જેન્ટલમેનો આ લાખના બારહજારનો, વગર મહેનતે માલદાર થવાનો ખાનદાનીભર્યો ધંધો કરે છે, એટલુંજ નહિ પણ શરાબ પણ પીએ છે, જુગારના અડ્ડાઓ પણ ચલાવે છે, અને વેશ્યાઓને ત્યાં પણ હાજરી આપે છે. સમજ્યા સાહેબ? વેલ મી. પંડિત, તમે ત્યાં રાતના અગીઆર વાગે શું કરવા ગયા હતા?

**પં**–હું તો સીનેમા જોઇને ઘેર જતો હતો, સાહેબ, ત્યાં હોળીના નાળીએરની માફક આ પીળી ડગલીવાળાઓના હાથમાં સપડઇ ગયો.

**ન્યા**–હું નથી ધારતો, કે તમારા જેવા દરજ્જાનો માણસ સીનેમામાંથી પગે ચાલીને રાતના અગીઆર વાગે ઘેર જાય ! તમારે ત્યાં ગાડી–ઘોડા છે, સાઇકલ છે, પછી...

**પં**–આપની વાત ખરી છે, સાહેબ, પરંતુ પરંતુ...

**ન્યા**–બસ, એક પાપને છુપાવવા જુઠું બોલી બીજું પાપ નહિ કરો. પુરાણી તમારો દુશ્મન નથી. એ કોઇનું નહિ ને તમારૂંજ નામ શા માટે દે ? વેલ, જવા દયો, એ વાત. મી. નરેન્દ્રે તમારી સ્હામે જે આરોપ મુકયો છે, તે બાબતમાં તમારો શો ખુલાસો છે ?

**પં**–શંભુરામને મ્હેં રીતસર રૂ. ૨૫૦) એડવાન્સ આપી રસીદ લખાવી લીધી છે, અને તે હું પુરાવામાં રજુ કરૂં છું.

**શં**–ખોટી વાત, સાહેબ, મ્હને ફકત રૂપીઆ એકસો જ આપેલા છે, અને અઢીસો પર સહી કરાવી લીધી છે. મ્હને એમ સમજાવવામાં આવ્યું હતું, કે ત્હારા ડોસા છ મહીના થયા પહેલા મરી ગયા હોવાથી ત્હને કાયદેસર તો એક પાઇ પણ મળે એમ નથી, છતાં જો મ્હારા કહ્યાસર તમે રૂપીઆ સો લઇને પુરા અઢીસોની સહી કરી આપો, તો હું ચોપડામાં તારીખ વગેરે ફેરવી શકું ખરો ! મ્હને પૈસાની જરૂર હતી, અને મ્હેં એમ કરવા હા પાડી.

**ન્યા**–પછી તમે એ સો રૂપીઆ કયાં નાખ્યા ?

**શં**–આ પુરાણી રામભરોસેએ મ્હને આજે પંજો આવશે, એમ કહેલું, એટલે રાતના એની ઉપર બદ્ધા લગાવી દીધા. પણ પછી પાકયા કે નહિ તેની મ્હને ખબર નથી. મહેરબાની કરી સજા ફરમાવતા પહેલા કાલે શું આંક આવ્યો, તેની ખબર અપાવો, તો ઉપકાર ! અત્રે પધારેલા ઘણા સજ્જનો એ જાણતા હશે, કારણ એમાંના ઘણાને હું રાતના બજારમાં રખડતા જોઉં છું.

**ન્યા**–બસ કરો, તમે અત્યારે તમારાં ઘરમાં કે સટ્ટાબજારમાં નહિ, પરંતુ કોર્ટમાં ઉભા છો, એનું ભાન રાખો. વેલ, તમારા સો રૂપીઆ કોણે રાખ્યા હતા?

**શં**–આ સ્હામે શાહુકાર થઇને બેઠા છે, તે દોરાબશા ડુમસીઆએ!

**ન્યા**–મી. દલાલ, ડુમસીઆને કબજે કરો.

[ દલાલ ડુમસીઆને બધાની સાથે ઉભા રાખે છે. ]

**દો**–(સ્વગત) ઓહ માઇ ગૉડ, હું આય પંડિતને પાંસરોદોર કરવા આવ્યો, તો મ્હારા પોતાનાજ બાર વાગી ગયા. સાપને ઘેર સાપ પરોણા તે આનું નામ! દીકરા દોરાબ, ત્હારા કયાં ભોગ લાયગા, કે તું અહીં આવ્યો?

**ન્યા**–મી. ડુમસીઆ, ત્યારે તમે પણ આ ખાનદાની ભર્યો ધંધો બેડો છો ખરા, કેમ?

**દો**–સાહેબ, આટલી વખત માફ કરો. આ શંભુરામની દોસ્તીએજ મ્હને એ રસ્તે ઉતાર્યો છે. નહિ તો હું એવો માણસ હતોજ નહિ. હું એક ખાનદાન કુળનો ફરજંદ છું, પણ ખરાબ સોબતમાં પડીને આ પહેલીજ વાર આ રસ્તે ઉતર્યો છું, અને હવે અંતઃકરણથી પસ્તાઉં છું.

**ન્યા**–વેલ, મી. નરેન્દ્ર, તમારે હવે મી. પંડિતના સંબંધમાં શું કહેવાનું છે?

**ન**–સાહેબ, મજકુર મી. પંડિતને ત્યાં હું નોકરી રહેવા ગએલ, ત્યાં પહેલેજ દિવસે એમણે આ શંભુરામની બાબતમાં ચોપડામાં છેકછાક કરી ગોટાળા કરવાનું મ્હને કહેલ, પણ મ્હેં એ ફોર્જરીનો ગુહ્નો કરવાની ના પાડી, એટલે એણે મ્હને રજા આપી. ત્યારબાદ મ્હને

અત્રેના 'ગરીબ' પત્રમાં સહતંત્રીની જગ્યા મળતા, અને એમના વિદ્વાન તંત્રીની આ વિષયમાં પૂરતી મદદ મળતા, મ્હેં આવી ગરીબ લોકોનાં ધન લૂટવાને ઉભી થએલી પરપોટા વીમા કંપનીઓના ભોપાળા ઉઘાડાં પાડવા માટે 'ધી રેડ ડેન્જર સીગનલ સોસાયટી'ની સ્થાપના કરી, અને તેના પહેલા ટેસ્ટ કેસ તરીકે આ અખતરો મ્હેં આપ સાહેબની કોર્ટમાં અજમાવ્યો છે. વિશેષમાં એ કંપનીની લુચ્ચાઇના પુરાવામાં આ એક બીજી સાંકળ આપની સ્હામે આરોપી તરીકે ઉભેલા અને સટ્ટાનો ખીલો રાખવાના સંબંધમાં સંડોવાયલા મી. દોરાબશા ડુમસીઆ જોડી આપશે.

**ન્યા**–વેલ, મી. ડુમસીઆ, તમારે મી. પંડિત સ્હામે શું કહેવાનું છે?

**દો**–ધન્નુંજ...પુષ્કળ...ગાડેગાડા ભરીને સાહેબ. મ્હને ગરીબ માણસને એ હરામખોર પાજીએ પુરેપુરો બનાવી દીધો છે. મ્હારા બિહિસ્તનશીન થનાર બપાવાનો વીમો એવનની કંપનીમાં હતો. મેં જયારે એવન ગુજરી જતાં કાયદેસર કલેઇમ કીધો, ત્યારે આય એડવાન્સ રૂપીઆ અઢીસોનો ખોટો ચેક લખી આપ્યો, જે પાછો ફર્યોછ. અને એનો ખોલાસો માગવા જયારે હું એવનની પાસે એવનની ઓફિસે ગયો, ત્યારે એવને તદ્દન એક લોફરને છાજે એવા જંગલી જવાબો આપી કોરટમાં દાવો માડવાની મ્હને ચેલેંજ કરી.

[ નરેન્દ્ર ખોટો ચેક રજુ કરે છે. ]

**ન્યા**–ધેટસ ઓલ. આઇ થીન્ક, આઈ હેવ પરફેક્ટલી હર્ડ એન્ડ અન્ડરસ્ટુડ ધીસ કેઇસ. આ કેસ દીવાની જયોત જેવો ચોકખો છે. છે. એમાં પ્રુવ કરવાનું, પુરાવા શોધવા જવાનું, સાક્ષીઓને ક્રોસ

કરવાનું, કે બીજા ઠરાવ નાખી મુલ્તવી રાખવા જેવું કંઇજ નથી. આવા કેસોનો નિકાલ જેમ બને તેમ પહેલી તકેજ કરી નાખી આરોપીને ધડો બેસે એવી સજા ફરમાવી ગરીબ અને અભણ પ્રજાજનોની આંખ જેમ બને તેમ જલદી ઉઘાડવાની જરૂર છે. અને તેટલા માટે હું મી. નરેન્દ્ર, મી. દલાલ, મી. દોરાબશા, અને મી. શંભુરામના સ્ટેટ-ટમેન્ટો, સોગંદો, તેમજ આ ખોટા ડ્રા કીધેલ ચેકના તથા છેકછાક કીધેલ ચોપડાના પુરાવા ઉપરથી તેમજ એમની વડોદરાની હેડઓફિસના ઓરગેનાઇઝરોએ પોતાની પ્રમાણિકતા પુરવાર કરવાને બદલે આવે વખતે પલાયન થઇ જવાની અખત્યાર કીધેલી વલણ ઉપરથી કંપનીને ગેરકાયદેસર જાહેર કરી ચુકાદો આપું છું, કે મજકુર કંપનીની તમામ હેડઓફિસ તથા બ્રાન્ચ ઓફિસોની સ્થાવર જંગમ માલમિલ્કત જપ્ત કરી સરકારે કબજો લઇ લીલામ કરી નાખવી, અને તેમાંથી જે કંઇ આવક ઉત્પન્ન થાય, તે વીમો ઉતરાવનાર મેમ્બરોને ફાળે પડતી વહેંચી આપવી. તે ઉપરાંત હજારો ગરીબ અને અભણ માણસોને ઠગવાનો આ ચોકખો બદમાશીનો ધંધો લઇ બેઠેલી કંપનીના એક ડીરેકટર ભાગી-દાર અને ચીફ એજન્ટ તરીકે એમાં સમજપૂર્વક ઇરાદાપૂર્વક ભાગ લેવા બદલ મી. પંડિતને એક વરસની સખત મજુરી સાથેની સજા કરૂં છું. અને ત્યારબાદ બીજા બે વરસ માટે રૂપીઆ બે હજારના સારી ચાલના જામીન આપવા ફરમાવું છું. આરોપી નંબર ૨ મી. રાજાની ન્હાની ઉમર હોવાથી અને આ પહેલો ગુન્હો હોવાથી ચેતવણી આપી એને છોડી મુક્વા હુકમ કરૂં છું. આરોપી નં ૩ એક પ્રતિષ્ઠિત પત્ર-કાર હોવા છતાં આવા હલકા ધંધામાં પડી પત્રકારીત્વની પવિત્ર ફરજનાં નામને બટ્ટો લગાડવા બદલ એમને ૨૦૦) રૂા. દંડ કરી હવેથી આવી

જા. ખ. જોયા વિચાર્યા વિના ન છાપવાની ચેતવણી સાથે છોડી દઉં છું. આરોપી નં. ૪ પુરાણી, નં. ૬ ઉંટવૈદ તથા નં. ૭ ડુમસીઆને એમનો આ પહેલાજ ગુન્હો હોવાથી રૂપીઆ પચીસ પચીસનો દંડ કરૂં છું. અને આરોપી નં. ૫ મી. શંભુરામ કે જે આ બાબતમાં આગળ પણ બે ત્રણ વાર દંડ અને સજા ભોગવી ચુકેલ છે, તેને ત્રણ મહીનાની સખત કેદ અને રૂપીઆ પચાસનો દંડ કરૂં છું. દંડ ન ભરે તો એક માસ વધુ.

છેવટ આ કેસનું સમોંગ અપ કરતા હું કેટલીક ખાસ સૂચનાઓ, અને ટીકાઓ કરવાની મ્હારી વાસ્તવિક ફરજ સમજુ છું. સહુથી પહેલી તો "ધી ડેન્જર સીગનલ સોસાયટી" જેવી સંસ્થા સ્થાપી ભાઇ નરેન્દ્રે આટલી ઉગતી વયમાં જે પ્રજાકલ્યાણનું અને સેવાભાવનું સ્તુત્ય પગલું ભરી આ કેસથી જાહેરજનતાની આંખો ઉઘાડી છે, તેને માટે હું એમને ધન્યવાદ આપું છું, અને આશા રાખું છું, કે એઓ પોતાની આ સંસ્થાને સ્થાયી અને વિશાળ બનાવી શહેરેશહેરમાં એની સ્થાપના કરી ગરીબ અને અભણ વર્ગને મફત વીમાને નામે અષ્ટંપષ્ટં સમજાવી લૂટતા આવા હરામખોરોને જાહેર જનતા સમક્ષ ખુલ્લા પાડે ! તેમજ મી. રામભરોસેની 'સ્વદેશી બોંડ ઓફિસ' તથા મી. ઉમીઆશંકરની 'હસબંડ એન્ડ લાઇફ યુનીટી કંપની' તથા 'ફેમીલી સ્કીમ'ની યોજનાઓના સંબંધમાં તપાસ કરી અજવાળું નાખે ! સાથે સાથે પત્રકાર બંધુઓ પણ આ પ્રજાકલ્યાણાર્થે સ્થપાયલી ભાઇ નરેન્દ્રની સોસાયટીના સર્ટીફિકેટ વગરની કોઇપણ આવી લેભાગુ વીમા કંપનીઓની જાહેરાત્ત પોતાનાં પત્રમાં ન છાપવાનો મક્કમ નિશ્ચય કરે ! તેમજ સરકાર પણ આવી સટ્ટાની ભયંકર બદીને મજબુત હાથે દાબી દેવા પોતાનું પુરેપુરૂં બળ વાપરે, તથા આજ પછી આવી

ચોમાસાના દેડકાની માફક ઠેર ઠેર ફાટી નીકળતી પરપોટા કંપનીઓના પ્રોસ્પેકટસ, અને સ્કીમોનો કોઇ સંપૂર્ણ અભ્યાસી–એકસ્પર્ટની પાસે તપાસ કરાવ્યા પછીજ એને સર્ટીફાઇડ કરે!

[ મેજીસ્ટ્રેટ ઉઠી જાય છે. ]

**શં**–દોરાબ, પછી કાલ શું આવ્યું?

**દો**–એકકો.

**શં**–અફસોસ! ત્યારે આપણા સો પોળીઆ ગયા!

**પુ**–આપણો પણ રૂપીઓ ખલાસ!

**દો**–હોસે બાવા રડ નહિ. પેલી કહેવત છે ને, કે હરામનો માલ હરામે જાય, ને પાપી હાથ ઘસતો થાય.

**ન**-(દલાલને શેઇકહેન્ડ કરતા) લ્યો, મી. પંડિત, સાહેબજી.

**પં**–ઠીક છે, બચ્ચા, એક વરસ પછી વાત. છૂટીને આવવા તો દે, પછી એક બે પઠાણ રાખીને તમારી સોસાયટીના એકેએક સભ્યોના હાડકા પાંસળાં ખોખરા નહિ કરાવી નાખું, તો મ્હારૂં નામ પ્રેમશંકર પંડિત નહિ.

**ન**–હાલ તો સિધાવો. એક વરસમાં તો તમારી આ સિકલમાં આસમાન ને જમીનનો ફેર પડી જશે. આ કંઈ હવે અસહકારી તરીકેની આસનકેદની જેલ–મહેલની જાત્રા નથી, પણ સખત મજુરી સાથે...યાદ રાખજો, કે ગરીબોની હાય લેનાર કદાપી પણ સુખી કે પૈસાદાર થતાજ નથી. આજ પછી અમારી સોસાયટી હમેશને માટે તમારા જેવા વેશધારી બનાવગીર ભામટાઓની જાળમાંથી અભણ ગરીબ અને ભોળા માણસોને બચાવવા Red danger signal યાને લાલ બત્તીની ગરજ સારશે. લ્યો સાહેબજી...ગુડ બાઇ.

**સમાપ્ત**

# * મફત વીમો *

## [ સાવધાન સમિતિનો અહેવાલ ]

નીચેનો અહેવાલ જાહેર પ્રજાની માહિતી માટે પ્રસિદ્ધ કરવાની અમને અરજ કરવામાં આવી છે:-

**મફત વીમા સાવધાન સમિતિએ** મહાસભાની કારોબારી સમિતિ સમક્ષ રજુ કરવા માટે તૈયાર કરેલા અહેવાલમાં નિષ્ણાત એક્ચ્યુઅરીઓએ જણાવેલી કેટલીક હકીકત મહાસભાની કારોબારી સમિતિના સભ્યોની જાણ માટે પ્રસિદ્ધ કરવાની પરવાનગી મળી ન હતી. હવે જાહેર હિતને ખાતર તેમણે આ પરવાનગી આપી છે, તે બદલ હું તેમનો આભાર માનું છું. મૂળ અંગ્રેજી અહેવાલનો આ ગુજરાતી અનુવાદ જાહેર પ્રજાની જાણ માટે પ્રકટ કરવામાં આવે છે.

લી૰ **નં. મ. શાહ.** મંત્રી.

ગુજરાત અને હિન્દના બીજા કેટલાક પ્રાંતોમાં ચોમાસાનાં અળસીયાં માફક ફુટી નીકળેલી **મફત વીમા કંપનીઓ** અને પ્રોવીડન્ટ સોસાયટીઓમાં મુખ્યત્વે મજુરો અને ખેડુતોજ જોડાતા હોઇ આવી કંપનીનાં કામકાજની ગુંચોથી તેઓ તદ્દન બીન વાકેફગાર છે, તેથી આવી અજ્ઞાન પ્રજાના કેટલાક હિતેચ્છુઓને લાગ્યું, કે આ બાબત રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહક સમિતિ આગળ રજુ કરવા જેટલી મહત્વની છે. આથી તેમણે એક જણને મહાસભાના પ્રમુખશ્રી સરદાર વલ્લભભાઇ પાસે મોકલ્યા. તેમણે એવી સુચના કરી, કે આવી કંપનીઓનાં કામકાજમાં રસ લેતા થોડા સભ્યોની એક સમિતિ થાય, અને તે પોતાનો અહેવાલ ઘડી આવતી મહાસભાની કારોબારી સમિતિની બેઠક આગળ રજુ કરે. આ ઉપરથી **પ્રોવીડન્ટ સોસાયટી વીજીલન્સ**

**કમીટી** ('મફત' વીમા સાવધાન સમિતિ) અસ્તિત્વમાં આવી. આ કમીટીએ મોકલેલાં પ્રશ્નપત્રોના જવાબો કેટલીક કંપનીઓ તરફથી અને નિષ્ણાત વીમાશાસ્ત્રીઓ તરફથી મળ્યા. તે ઉપરથી મહાસભાની કારોબારી સમિતિ સમક્ષ રજુ કરવા વાસ્તે નીચેનો રીપોર્ટ કમીટીએ તૈયાર કર્યો છે.

## પ્રાસ્તાવિક

આજથી ૨૫ વરસ પહેલાં ગુજરાત, પંજાબ અને બીજાં પ્રાંતોમાં પ્રોવીડન્ટ સોસાયટીની પદ્ધતિએ કામ કરતી ૧૨૦૦ સોસાયટીઓ હતી. આમાંની ૧૧૬૬ જેટલી સોસાયટી તો ૧૦ વરસમાંજ (૧૯૦૭ થી ૧૭ સુધીમાં) સુઇ ગઇ, અને જે તાલમબાજોએ આ કંપનીઓ કાઢી હતી, તેમણે અજ્ઞાન ગરીબોને ભોગે પોતાનાં ખીસ્સાં તર કર્યાં.

આ પછી બરાબર ત્રણ દાયકા વીત્યા પછી તાલમબાજોની એક બીજી નવી ટોળી ઉભી થઈ છે, અને તેમણે વહેંચણીના સિદ્ધાંત ઉપર (મફત) વીમાનાં ખોટાં નામથી આવી સોસાયટીઓ કાઢી છે. એકલા ગુજરાતમાંજ આવી ૪૦ કંપનીઓ કામ કરે છે, અને સમસ્ત હિંદની મળીને તે આંકડો ૧૦૦ ઉપર થાય છે.

આમાંની ઘણીખરી વત્તાંઓછાં પ્રમાણમાં વહેંચણીનાં સિદ્ધાંત ઉપરજ કામ કરે છે. દરેક માસે સભ્યો પાસેથી જે આવક થાય, તેમાંથી ખર્ચ કાઢતાં જે બચે તે તે માસમાં જે કોઇ સભ્ય કે સભ્યો મરી ગયા હોય તેના વારસોમાં વહેંચવામાં આવે. સામાન્ય રીતે દર માસે એક રૂપીઓ ડેથ કોલ, દાખલ ફીના રૂપીઆ સાડાપાંચ તથા વાર્ષિક ફીનો રૂપીયો લેવામાં આવે છે. કેટલીક કંપનીઓ જે મહીને સભ્યનું મૃત્યુ નીપજ્યું હોય, તે વખતેજ એક રૂપીયાનો કોલ કાઢે છે.

દાખલ થતી વખતે સભ્યોની ૧૪ થી ૬૦ વરસ સુધીની ગમે તેટલી ઉમર હોય છે; અને મોટે ભાગે ૧૮ થી ૫૫ વરસ સુધીની હદ હોય છે. ઉમરની કશી સાબીતી કે ડોકટરી પરીક્ષા હોતી નથી; પરંતુ ઘણુંખરૂં હકદાર થવા માટે ત્રણ કે છ માસનો સમય જરૂરી ગણવામાં આવે છે. કશા ભેદ વગર સ્ત્રી કે પુરૂષ. ડોસા કે જુવાન સહુને માસિક એક રૂપીઆના દરથી દાખલ કરવામાં આવે છે, અને ૧૨ કે ૧૪ વરસ વિત્યા પછી માસિક રૂપીઓ ભરવાનું બંધ થાય છે. જો સભ્ય એટલા વરસ સુધી જીવે તો સભ્યે ડેથ–કોલ પેટે જેટલાં નાણાં ત્યાં સુધીમાં ભર્યાં હોય, તેમાં ૫૦ ટકા ઉમેરીને આપવાની કેટલીક કંપનીઓ બાંહેધરી આપે છે, અને કેટલીક કંપનીઓ એવી પણ બાંહેધારી આપે છે, કે જેટલી રકમ ફારેગ થતી વખતે આપવાની ગેરંટી આપવામાં આવી હોય, અને તે વેળાની વહેંચણી વખતે તેનાથી ઓછી હોય તો મરણ વખતે પુરી કરી આપવી. કંપનીના ખર્ચ પેટે આવકના ૧૦ થી ૩૦ ટકા તથા દાખલ ફી અને વાર્ષિક ફી જાય છે, જ્યારે ૧૦ ટકા અનામત ફંડ તરીકે રાખવામાં આવે છે.

આવી યોજનાઓને **મી. એચ. ઈ. જોન્સ, મી. ડગ્લાસ ફોરેસ્ટ, પ્રો. એલ. એસ. વૈદ્યનાથન** (ઓરીએન્ટલ વીમાકંપનીવાળા) અને **શ્રી. જી. એસ. મરાઠે** જેવા નિષ્ણાત વીમાશાસ્ત્રીઓ પદ્ધતિસરના ધોરણ વિનાની, સદ્ધરતા વિનાની અને અવ્યવહારૂ જણાવે છે. તેઓ બધા સંમત થાય છે, કે આવકના પ્રમાણમાં જે ફાયદા આપવાનાં વચનો આપવામાં આવે છે તે ઘણા વધારે પડતાં છે. **મી મરાઠે** જણાવે છે, કે "કંપનીમાં હપ્તા તરીકે જેટલા નાણાં ભર્યાં હોય, તેના કરતાં ૧૫૦ ટકા વધુ નાણાં સભ્ય હપ્તા ભરતો બંધ થાય ત્યારે, કે મરે ત્યારે આપવાની ગેરંટી, વીમાશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો મુજબ પાળી શકાય તેમ નથી." **વૈદયનાથ** કહે છે, કે "હપ્તા તરીકે

જે નાણાં મળે તેમાંથી ગેરંટી પુરી પાડી શકાય એમ હું માનતો નથી." **મી. જોન્સ** કહે છે, કે "આવી કંપનીઓ પોતાની જવાબદારીઓને પહોંચી વળવા અશક્તિવાન બને એ અસંભવિત નથી." કલકત્તાવાળા **મી એ. સી. સેન કહે છે,** કે "ગેરંટી પુરી પાડી શકાય કે નહિ તે સવાલ છે, કારણ કે ભવિષ્યના બનાવો સંબંધી ધોરણ બાંધવા માટે શાસ્ત્રીય આધાર નથી."

આવી કોઈ કંપની ૧૨ વરસથી વધારે જીવીજ નથી. એથી ગેરંટીની બાબત કદી ઉભી થઇજ નથી; તેમ ભવિષ્યમાં ઉભી થાય તેવો સંબંધ પણ નથી હપ્તા લેખે જે રકમ ભરાય તેના કરતાં વધુ ફાયદો આપવા માટેની આવક એ રીતેજ થઇ શકે. વ્યાજમાંથી, તથા ભવિષ્યમાં જે સભ્યો થાય તેમના હીસ્સામાંથી. મી. **મરાઠે** એવો અભિપ્રાય દર્શાવે છે, કે "વ્યાજનો વધારો એટલી ઝડપથી નથી હોતો કે જેથી કંપની સભ્યોએ ભર્યાં હોય તેનાં કરતાં દોઢા દામ આપવાની ગેરંટી સહુને આપી શકે. ભવિષ્યમાં જે સભ્યો જોડાય તેમની ઉપર આધાર રાખવો એ ચોકખો સટ્ટો કરવા જેવું છે, અને શાસ્ત્રીય સિદ્ધાંતની વિરૂદ્ધ છે. આવી યોજનાઓ શરૂઆતના વરસોમાં બહુ સારાં પરીણામો બતાવે છે, પણ જ્યારે સભ્યોની સંખ્યા ઓછી થાય, ત્યારે તેમને પોતે ભર્યાં હોય તેટલાં નાણાં પણ પાછાં મળે નહિ. આ દેખીતી વાત છે, કારણ કે શરૂઆતમાંજ મોટી રકમો (નવા સભ્યોને આકર્ષવા માટે) આપે એટલે પાછળથી ઘટાડો થાય."

**શ્રી. મરાઠે** જેઓ ઘણા વરસના અનુભવી (૧૯૧૧ થી) વીમાશાસ્ત્રી છે, તથા મહારાષ્ટ્રીય પ્રાંતિક સામતિના સભ્ય છે, તેમનો એ મત છે. તે મતને **વૈદ્યનાથન**, જેઓ લંડનના વીમાશાસ્ત્રીઓના મંડળના એકજ હોદ્દેદાર ફેલો છે, તેઓ ટેકો આપે છે. તેઓ કહે છે, કે: "જીંદગીના વીમાની કંપનીનો આધાર મુખ્યત્વે નવા સભ્યો મળે તેની

ઉપરજ નથી રહેતો, જ્યારે વહેંચણી કરનારી સોસાયટીના સફળ વહીવટનો આધાર પ્રતિવરસ નવા સભ્યોને ઉમેરો થાય તેની ઉપરજ રહે છે. એવો ઉમેરો થતો બંધ થાય કે તરતજ અવી કંપની માઠી દશામાં આવી પડે એટલે કે જવાબદારીને પહોંચી વળવા અશક્ત બને એ અનિવાર્ય છે."

સરકારી વીમાશાસ્ત્રી **મી. માઇકલ** ૧૯૧૮ ની વીમાની સરકારી બ્લુ બુકમાં જણાવે છે, કે: 'આવી (Dividing Societies) વહેંચણી કરનારી કંપનીઓ હિંદમાં વીમાના સાહસને શાપ સમાન નીવડી છે.'

**મી. ડગલાસ ફોરેસ્ટને** ખાત્રી છે, કે: "બહુ વરસો જાય તે પહેલાં આવી વીમા કંપનીઓ જે અત્યારે હિંદમાં ઉભરાઇ નીકળી છે, તેમને નવા સભ્યોને અભાવે પોતાનાં બારણાં બંધ કરવા પડશે. આવી કંપનીઓની નિષ્ફળતાને લીધે હિંદી વીમા કંપનીઓને જે નુકસાન વેઠવું પડશે, તેનો ખ્યાલ કરવો પણ ગમતો નથી."

**મી. જોન્સ** ઉપરના અભિપ્રાયને ટેકો આપતા જણાવે છે, કે: "જેમ જેમ સભ્યોની સરેરાસ ઉમ્મર વધતી જાય તેમ તેમ દર માસે સભ્યોનાં મૃત્યુ પેટે ભરવા પડતા હપ્તાઓ પણ વધે, અને મરણ દીઠ મળતી રકમ ઘટે; અને આ વાત જાહેર થાય એટલે કંપનીની લોકપ્રિયતા ઘટવા માડે કલેઇમ આપવા માટેની રકમ પણ ઝડપથી ઘટવા માડે, અને અંતે એવો વખત આવી જાય, કે સોસાયટીને કામકાજ ચલાવવું અશક્ય લાગે."

**શ્રી. ટી પ્રકાશમ** અને **શ્રી. ભુલાભાઇ દેશાઇ** જેવા મહાસભાવાદીઓ જેના ડાયરેક્ટરો છે, એવી **વીનસ એશ્યોરન્સ કંપની લીમીટેડ** (દીલ્હી) તરફથી ચુકવેલા ક્લેઇમોની વીગતના જે આંકડાઓ બહાર પડયા છે, તે ઉપરથી આ બાબત પુરવાર થાય છે, કે ફેબ્રુઆરી ૧૯૩૦ સુધીમાં રૂા. ૯૩૮–૯–૦ નો ક્લેઇમ એ કંપની તરફથી ચુકવાયો હતો, તે ડિસેમ્બર ૧૯૩૦ સુધીમાં ઘટીને રૂ. ૩૬૨–૦–૦ થયો, અને ૧૯૩૧ ના જાન્યુઆરીમાં ફકત રૂ. ૩૦૧–૧૫–૦ ચુકવાયા. સભ્યોની

કુલ સંખ્યા હાલ ૮૦૦૦૦ ઉપર છે, તેમાંથી ૧૬૦૦૦ સભ્યો હપ્તો ભરતા બંધ થયા છે, એટલે તેમને કંપની તરફથી લાભ મેળવવાનો કશો અધિકાર રહ્યો નથી. સને ૧૯૨૯ માં કંપનીએ દાખલ ફી વાર્ષિક ફી અને માસિક હપ્તાઓ પેટે આશરે રૂ. ૧,૫૦,૦૦૦ ભેગા કર્યા, તેમાંથી રૂ. ૧,૧૫,૦૦૦ ખર્ચાઈ ગયા. આમાંથી સભ્યોના વારસોમાં મરણના ક્લેઇમ પેટે તો ફક્ત રૂ. ૨૦,૦૦૦ એટલે કે કુલ આવકના સેંકડે ૧૩ ટકા જેટલી રકમજ વહેંચવામાં આવી છે. ૧૯૩૦–૩૧ ના વરસમાં રૂ. ૭,૧૮,૦૦૦ ની આવક થઇ, તેમાંથી રૂ. ૧,૭૨,૦૦૦ એટલે કે આવકના ૨૪ ટકા જેટલી રકમ મરનાર સભ્યોના વારસોને મરણનાં ક્લેઇમ પેટે વહેંચવામાં આવી. કંપની હિંદી વીમા કંપનીના કાયદા મુજબ રજીસ્ટર્ડ થએલી છે, અને ૧૯૨૮ ની સાલથી કંપનીના સલાહકાર વીમાશાસ્ત્રી **શ્રી. મરાઠે**ની સલાહ વિરૂદ્ધ જઇ મફત વીમાની શાખા ખોલવામાં આવી છે. **શ્રી મરાઠેએ તેમનું નામ મફત વીમાકંપનીના સલાહકાર તરીકે નહિ વાપરવાનું તેમને જણાવી પણ દીધું છે.**

પુર્વ ખાનદેશ જીલ્લા સમિતિ (યાવલ)ના માજી મંત્રી **ઠાકોર ગોપાલસીંગ ચૌહાણે** સ્થાપેલી અને **બધા મહાસભાવાદી ડાયરેકટરોવાળી "ન્યુ બોમ્બે બેન્કીંગ કોરપોરેશન લીમીટેડ"** ના આંકડાઓ ઉપરથી એની પણ એવીજ દુઃખદ દશા જણાય છે. ૧૯૩૦ ના એપ્રીલમાં ક્લેઇમ તરીકે રૂ. ૫૦૦) ચુકવાતા તે ઘટીને ૧૯૩૦ ના ડીસેમ્બરમાં રૂ. ૨૦૧) થઇ ગયા. આ બંને કંપનીઓ 'મફત' વીમા કંપનીઓમાં આગળ પડતી છે. આમાંની ગુજરાતમાં કામ કરતી વીમા કંપનીએ તો એવો આડે રસ્તે દોરનારો દાખલો આપેલો, કે જો કંપનીમાં એક લાખ સભ્યો જોડાય તો મરનારને ક્લેઇમ પેટે ૮૦,૦૦૦ (એંસી હજાર) રૂપીઆ મળે; પરંતુ કંપનીના ખ્યાલમાં એ વાત તો આવીજ નહી, કે એક લાખ સભ્યોમાંથી એક માસમાં એકજ સભ્ય મરે એ

અશક્ય છે. આ દાખલાનું **ન્યુ બેન્કીંગ કોરપોરેશન** આંધળું અનુકરણ કર્યું, અને પ્રોવીડન્ટ ઇન્સ્યુરન્સ સોસાયટીસ એકટની (જે કાયદા નીચે તે કંપની રજીસ્ટર્ડ થઇ છે), તે કાયદાની કલમ ૩ અનુસાર રૂા. ૫૦૦ થી વધારે તેનાથી વહેંચી શકાય નહીં, એ વાત તો નવા મેમ્બરો ખેંચવાની લાલસામાં કંપની વિસરીજ ગઇ.

**વીનસ કંપનીમાં જાણીતા મહાસભાવાદીઓ ડાયરેકટરો હોવાથી તેને સારૂં કામ મળવા માંડયું. બેન્કીંગ કોરપોરેશને પોતાનાં પ્રચાર અર્થે મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલનો એવો સંદેશો બહાર પાડયો, કેઃ 'બેકારીની માઠી અસર ટાળવા માટે લોકોએ હિંદી વીમા કંપનીઓને ઉત્તેજન આપવું, અને ભવિષ્ય સુધારવા ન્યુ બેન્કીંગ કોરપોરેશનના સભ્ય થવું.'**

આથી આ પ્રકારની યોજનાઓને જુદું જ સ્વરૂપ આપવામાં આવ્યું, અને ઓછી મુડીએ ઝાઝો લાભ મેળવવા હજારો સભ્યો તેમાં જોડાયા. ફક્ત ગુજરાતમાંજ આ સભ્યોની સંખ્યા એક લાખ ઉપર છે, અને તેમની પાસેથી પંદર લાખથીયે વધારે રૂપીઆ ભેગા કરવામાં આવ્યા છે. આવી કંપનીઓની માસિક આવક ત્રણ લાખ રૂપીયા ઉપરાંત છે. વીમાની ભાષામાં આવી કંપનીઓએ ગયા વરસમાં ત્રણ કરોડ રૂપીઆ ઉપરાંતનું કામ કર્યું છે, અને દર માસે ૬૦ લાખનું કામ મેળવતી જાય છે

જો આવી કંપનીઓ-ક્લેઇમ પાકયા છતાં ખોટા ઠરાવી, વીમો રદ થવામાં ઉત્તેજન આપી, અને જે લોકો વીમો ચાલુ રાખતા હોય તેમના માર્ગમાં જાતજાતની મુસ્કેલીઓ ઉભી કરી, અપ્રમાણિક રસ્તા ગ્રહણ ન કરે, તો તે કામ કરતી જરૂર બંધ પડે. જેમ પહેલાં આવી કંપનીઓ તૂટી પડી હતી, તેમ વહેલી મોડી આ કંપનીઓ ભાંગવાનીજ, અને જ્યારે એ ભાંગશે ત્યારે બધી હિંદી વીમા કંપનીઓ અને ખાસ કરીને સાચે રસ્તે કામ કરતી પ્રોવીડન્ટ સોસાયટીને નુકસાન પહોંચાડશે.

આવી કંપનીઓના વહીવટનું ખર્ચ પણ બહુ ભારે છે. કારણ કે સામાન્ય જીંદગીના વીમા કરતા, તેટલીજ રકમના વીમા માટે આવી કંપનીઓમાં ૧૮ ઘણું કામ કરવું પડે છે. કેટલીક કંપનીઓમાં મેનેજીંગ એજન્ટસનું મહેનતાણું પણ બહુ ભારે હોય છે, અને સભ્યો વધારે પ્રમાણમાં બંધ પડી ફરી ચાલુ રહે છે કે નહિ. તે જોયા વિના જેમ બને તેમ વધારે સભ્યો કંપનીમાં જોડાય તેવું વલણ હોય છે.

આવી કંપનીના સભ્યોની સરેરાસ ઉમર ૪૦ અને ૫૦ વરસની વચ્ચે હોય છે, અને સ્રીઓ તથા પુરૂષોનું પ્રમાણ ૪૦ થી ૬૦ ટકા જેટલું હોય છે. ઓરીએન્ટલ વીમા કંપનીમાં જો ૪૬ વરસની ઉમરનt પુરૂષને ડૉકટરી પરીક્ષા બાદ લાયક ગણવામાં આવે તો ૧૦૦૦ રૂપીઆના વીમા માટે વીમો ઉતરાવનારની ૬૦ વરસની ઉમરે કે તે પહેલાં ગુજરી જાય તો મરણ વખતે નફા વગરની હયાતીની પોલીસી માટે કોઠા નંબર ત્રણ પ્રમાણે વાર્ષિક રૂા ૭૯–૩–૦ ભરવા પડે છે. ત્યારે આવી કંપનીઓ દર વર્ષે રૂા. ૨૦) ને બદલે રૂા ૧૨) લઇ, રૂા. ૨૫૨) આપવાની ગેરંટી કઇ રીતે આપી શકે છે? તે સામાન્ય બુદ્ધિથી સમજાતું નથી. ખાસ કરીને જ્યારે આવી કંપનીઓનું સામાન્ય ખર્ચ બીજી વીમા કંપનીઓ કરતાં વિશેષ હોય છે.

**આથી અમે મહાસભાની કારોબારી સમિતિને વીનંતી કરવાની રજા લઇએ છીએ, કે સમિતિ જાહેર કરે, કે આવી વીમા કંપનીઓ જે વહેંચણીના સિદ્ધાંત ઉપર કામ કરે છે, તે જીંદગીનો વીમો ઉતારનાર કંપનીઓ નથી, અને કોઈ પણું ચોક્કસ ધોરણ વિનાની અને અને અવ્યવહારૂ હોવાથી સ્વદેશીના નામે પ્રજા તરફથી તેને કોઇએ ટેકો આપવો નહિ.**

આવી કંપનીઓને પ્રખ્યાત નિષ્ણુાતોની સલાહ લઇ તેમની યોજનાઓમાં સુધારો કરવાની તેમની પોતાની અને તેમના સભ્યોની સલામતી ખાતર વિનંતી કરવી જોઇએ, અને જ્યાં સુધી નવી સુધા-

રેલી યોજના તૈયાર ન થાય, ત્યાં સુધી તેમણે કામકાજ મોકુફ રાખવું જોઇએ. ઉપરની અમારી વિનંતીનાં કારણો નીચે મુજબ છે:—

(૧) આ સદીના પહેલા દાયકામાં આવી જે કંપનીઓ નીકળેલી તેનો અનુભવ બતાવી આપે છે, કે આવી કંપનીઓ નિષ્ફળ નીવડે એ અનિવાર્ય છે.

(૨) આવી કંપનીઓ વીમાશાસ્ત્રીની ગણત્રી મુજબ રચાએલી, નથી. અને તેઓ **'મફત' વીમાના** નામથી ઓળખાય છે, તે અવાસ્તવિક છે, કારણ કે વાસ્તવિક રીતે સાધારણ જીંદગીના વીમા કરતા તે વધારે ખરચાળ છે.

(૩) આવી કંપનીઓ ગણત્રીના ધોરણ વિનાની હોઇ ચોક્કસ ધોરણ વિનાની, અસદ્ધર અને અવ્યવહારૂ છે; અને જો ખોટા રસ્તા ન લે તો જરૂર ભાંગી પડે.

(૪) આવી કંપનીઓની પગાર થએલી પુંજી રૂા. ૫૦૦૦) ઉપરની એકે કંપની પાસે નથી; (આમાં એક અપવાદ છે, તે કંપની વીમાનું મોટું કામ લે છે) આટલી રકમ ભવિષ્યમાં કંપનીની જવાબદારીને પહોંચી વળવા માટે પુરતી નથી.

(૫) અત્યારે જે રીઝર્વ ફંડ એકઠું કરવામાં આવે છે, તે અમુક વરસ પછી સભ્ય હપ્તા ભરતો બંધ થાય ત્યારે દોઢા પૈસા મળે એ કલમની જવાબદારી જોતાં સાવ ઓછું છે.

(૬) ઉમરની સાબીતી કે ડૉક્ટરી પરીક્ષા નહી હોવાને લીધે ઘરડા અને માંદા લોકો આવી કંપનીઓમાં જોડાય છે, એટલે દર માસે દર હજારે મરણ પ્રમાણ ૨ાા થી ૩ નું આવે છે. આ પ્રમાણ સામાન્ય વીમા કંપનીઓના પ્રમાણ કરતાં બમણું છે. જેમ જેમ વખત જશે તેમ તેમ મરણ પ્રમાણ વધશે, એટલે જેની ઉપર કંપનીની સફળતાનો આધાર છે, એવા નવા સભ્યો જોડાના બંધ થશે

(૭) મોટા ભાગના મેનેજીંગ એજન્ટો ગરીબનો પરસેવાનો પૈસો ધુતવા નીકળેલા તાલીમબાજોનો છે. તેઓ પોતાને માટે મોટા પગારો

અને કમીસનો રાખી થોડા વખતમાં ઝાઝો ફાયદો મળશે એવા તરંગી વચનો આપે છે. એમાંના ઘણાખરા તો વીમાના દલાલો છે, અને તેમણે એકાએક મેનેજીંગ ડીરેકટરોનો ઓધ્ધો ધારણ કરી લીધો છે. તેમાંના કેટલાકનાં પાછલાં ચારિત્ર્યો પણ વાંધાભરેલા જણાયાં છે.

(૮) ઘણાખરા ડીરેકટરો સામાજીક મોભો ધરાવનાર ગ્રહસ્થો છે. અને તેઓ સ્વદેશીના નામથી આકર્પાઈ ફસાયા છે. તેમાંના કેટલાક તો હવે સ્વદેશીના ઝીણા પડદા પાછળ રહેલ સત્ય વસ્તુનું ભાન થતાં રાજીનામું આપવા લાગ્યા છે.

(૯) ઘણીખરી કંપનીઓ વખતોવખત પોતાનાં નિયમોમાં ફેરફારો કરે છે, જે ચાલુ સભ્યોના હિતને નુકસાનકર્તા છે. કેટલીક કંપનીના ગુજરાતી અને અંગ્રેજી પ્રોસ્પેકટસોમાં ખૂબ ફેરફારો હોય છે.

(૧૦) આમાંની બધી કંપનીઓ અમુક ચોકકસ મુદતમાં, મરનારના વારસને ચોકકસ રકમ આપવાની બાંહેધરી આપતી નથી.

(૧૧) કેટલીક કંપનીઓ ભરાઇ ગયેલી પોલીસી ઉપર લોન આપવાની, તથા હક જતો કરે તો અમુક રકમ (Surrender Value) આપવાનાં વચનો આપે છે, પણ તે આવી યોજનાઓ પ્રમાણે આપવી અશકય છે.

(૧૨) આવી સોસાયટીઓનું સહુથી વાંધાભર્યું લક્ષણ તો એ છે, કે તેમના હીસાબ જે રીતે પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે એવી ગુંચવણભરી હોય છે, કે ઘણીખરી સોસાયટીનાં હીસાબોમાંથી તો નિષ્ણાતો પણ કંપનીની ખરી સ્થિતિ ન સમજી શકે.

(૧૩) આવી કંપનીઓ હિંદી વીમાના સાહસને શાપ સમાન છે.

હું છું આપનો સેવકઃ—
**ઠાકોરલાલ પ. ઠાકોર,**
પ્રમુખ—'મફત' વીમા સાવધાન સમિતિ.

**(" મુંબઈ સમાચાર " તા. ૧૨–૮–૩૧ માંથી.)**

# બૅરીસ્ટરની વહુ



# ઍતગમીસહીના શ્રીમતી

—: પ્રકાશક :—

શ્રી નવજીવન પુસ્તકાલય, ટાવર રોડ—સુરત.

જુનું ] સ્વ. હરિલાલ જીવણલાલ સંસ્થાપિત ઈ. સ. ૧૯૧૯ [ જાણીતું

દરેક જાતનાં ગુજરાતી-અંગ્રેજી-હિન્દી-સંસ્કૃત-ઉર્દુ-સામાજીક
ઐતિહાસિક-ધાર્મિક-વ્યાપાર-હુન્નર-વૈદક-જ્યોતિષ
ભણવાનાં તેમજ વાંચવાનાં-નવાં તેમજ જુનાં પુસ્તકો.

* લેનાર વેચનાર તથા બાંધનાર *

# શ્રી નવજીવન પુસ્તકાલય

મેનેજર ] **ટાવર રોડ—સુરત** [બી. એસ. બ્રધર્સ.

## પુસ્તકોનું સૂચીપત્ર.

૧૯૩

### ખાસ સૂચના

(૧) એક રૂપીઆથી ઓછી કીંમતના પુસ્તકો વી. પી. થી મોકલવામાં આવશે નહિ.

(૨) એથી ઓછી કીંમતનાં પુસ્તક મંગાવનારે ખર્ચ સાથે પોષ્ટની ટીકીટો બીડવી.

(૩) ચાર આનાના પુસ્તક પર એક આનો અને આઠ આનાના પુસ્તક પર બે આના બુકપોષ્ટનો ખર્ચ ગણવો. રજીસ્ટર્ડથી મંગાવનારને બે આના વધુ પડશે.

શ્રી "આદેશ્વર" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત.

# —સાહિત્યનાં સર્વોત્તમ પુસ્તકો—

| | | | |
|---|---|---|---|
| શ્રીમદ્ ભાગવત | ૬-૦-૦ | સ્વામી વિવેકાનંદ | ૩-૦-૦ |
| રામાયણ (ગીરધર) | ૪-૦-૦ | સરસ્વતી ચંદ્ર ૧ થી ૪ | ૧૨-૮-૦ |
| રામાયણ (તુલસી) | ૬-૦-૦ | અમર ચરિત્ર ૧ થી ૫ | ૧૭-૦-૦ |
| મહાભારત (વલ્લભ) | ૬-૦-૦ | ચંદ્રકાન્ત ૧ થી ૩ | ૧૨-૦-૦ |
| પંચરત્ન ગીતા | ૧-૮-૦ | નાગકન્યા (પ્રો. એઇન) | ૧-૦-૦ |
| પંચીકરણ | ૧-૪-૦ | મૃગજળ (પ્રો. એઇન) | ૧-૮-૦ |
| ચંડીપાઠ | ૧-૦-૦ | સરળ ગીત ગોવિંદ | ૧-૮-૦ |
| કાવ્યદોહન | ૧-૮-૦ | જયા ને જયન્ત | ૧-૧૨-૦ |
| કબીર કાવ્ય | ૩-૮-૦ | ઉષા (ન્હાનાલાલ) | ૧-૮-૦ |
| આનંદકાવ્ય મહોદધિ | ૪-૦-૦ | ન્હાના ન્હાના રાસ | ૧-૦-૦ |
| ઘર વકીલ | ૫-૦-૦ | ગીત જંજરી | ૧-૪-૦ |
| મહાભારત ગાઇડ | ૨-૦-૦ | થોડાંક છૂટાં ફૂલ | ૧-૪-૦ |
| ધનવાન | ૧૦-૦-૦ | અલંકાર | ૧-૦-૦ |
| વ્યાજ ગણીત | ૩-૦-૦ | પકવાનપોથી | ૨-૮-૦ |
| હીપ્નોટીઝમ | ૧૦-૦-૦ | દેવોને ખુલ્લા પત્રો | ૧-૪-૦ |
| મહાભારત (દુર્ગાશંકર) | ૨-૦-૦ | દાનવીર કાર્નેગી | ૧-૮-૦ |
| શિવપુરાણ (હિંદી) | ૧-૮-૦ | ઇટલીનો રણયજ્ઞ | ૨-૮-૦ |
| સિંહાસન બત્રીસી (હિંદી) | ૦-૮-૦ | ધર્મતત્વ | ૦-૧૨-૦ |
| બૃહદ્ ઇંદ્રજાળ (હિંદી) | ૨-૦-૦ | હીએરને પંથે | ૧-૮-૦ |
| બૃહદ્ બુદ્ધીપ્રચાર વૈદક હિંદી | ૧-૮-૦ | સતી સુલોચના | ૧-૮-૦ |
| સ્વામી રામતીર્થ | ૨-૦-૦ | ત્રીકાળ દર્શક દર્પણ | ૫-૦-૦ |

# દરેકના ચાર આના.

રાજમહેલનું રમખાણ
જાપાની જાદુગર
પાંચલાખનું પાણી
સુંદરી કે સાપણ
જાદુઇ માછલી
મસ્તાની મણી
ડાકુની દીકરી
માળવપતિ મુંજ
ભયંકર કુતરો
મુંબઇની શેઠાણી
સોળ વરસની સતી
વરઘેલી વીણા
ગઝલે હિન્દ
ગઝલે ગુલઝાર
દિવાને હિન્દ
જવહરે મહેફીલ
બાદશાહી ગાયનમાળા
રાણીફેશન ગાયનમાળા
ફોનોગ્રાફ ગાયનમાળા
ચતુરસુંદર ગરબાવળી
તવંગરની તલવાર

ચંપા
જરદાલુ
ઝેરી ઝવેરી
હરિશ્ચંદ્ર
ભરથરી
લીલાવતી
રાણકદેવી
લાલદીવો
ચાલાક ચોર
ખૂની મેના
ઓખાહરણ
સુરેખાહરણ
મચ્છવેધ
મડાપચીસી
બત્રીસ પુતળી
પાંડવાશ્વમેધ
વીર વિજય
જાદુઇ વાતો
ગરૂડ પુરાણ
એકજ પૈસો
સૂર્ય કુમારી

પવિત્ર લીલાવતી
લાલનો બાદશાહ
શીરી ફરહાદ
લયલા મજનુ
હદીયતુલ મુસલેમીન
મહંત રાજાનો ચેલો
પવિત્રતાનો પ્રતાપ
પવિત્ર કુમાર
નીડીલીસ્ટોર્માઆત્મકથા
મહાભારત નાટક
વિષનો વરસાદ
ભામીનીનો ભોગ
આકાશમાં ઉડતો ઘોડો
ભયંકર ભૂતાવળી
હુનર સાર સમુદાય
અમર અપ્સરા
નરસીંહ મહેતો
તેજસિંહ દાનસિંહ
ઠગકન્યા વાસન્તી
બહાદુર માનસિંહ
સતી ગુણસુંદરી

# હરેકના ચાર આના

અટકપાંસળી હજામ
કાળીનો એક્કો
ફુલીનો એક્કો
કેદીની કરામત
ખુનીની ખોપરી
દોઢદિવસની દુનિયા
ચંપા શેઠાણી
રાજા નવઘણ
જેસલ તોરલ
ગઝલમાં ગીતા
રૂષિરાજ પદ સંગ્રહ
અભિમન્યુનો ચક્રાવો
શ્રીકૃષ્ણ ભજનમાળા
જંગલમાં મંગલ
દગાબાજ દુશ્મન
દુઃખી સરલા
મહાત્મા તુલસીદાસ
મહાત્મા કબીરદાસ
મહાસાગરનાં મોજાં
શયતાની સંસાર
અત્યાચારી અપ્સરા

ભયંકર ભામીની
અક્કલનો ઓથમીર
વીરનું વેર
પાપનું પડીકું
નવાબ જાદો
મોહીનીચંદ્ર
કોણ ચાલાક
અલકકિશોરી
મીરાંબાઇ
ચંદ્રપ્રભા
ભેદી ભોંયરૂં
કરણસિંહ
મેનાદેવી
ચંદ્રલતા
મદનપ્રભા
શશીવદની
બુરખાવાળી
ભેદી હરનાથ
નવલખી પેટી
એકજ ભૂલ
રોગ નિવારણ

લગ્ન ગીત
કાળો નાગ
કિશોર કુમાર
સુંદર રસિક
મણી મેના
વિષ્ણુસહસ્ત્ર નામાવલિ
દશ હજારનો ચેક
લક્ષાધિપતિ કે લૂટારો
દેશી ઘર વૈદું
ઇસ્કનો અંજામ
પ્રેમની પીસ્તોલ
નારી કે નાગણ !
નળાખ્યાન
શ્રીમદ્ ભગવદ્ ગીતા
મહોબતકા ફુલ
તસ્વીરે રહેમત
શ્રીમતી મંજરી
શયદે હવસ
શાને ઇસ્લામ
નૂરે ઇસ્લામ
જોહરે ઇસ્લામ

# હરેકના ચાર આના

ચંદન મલયાગરી
પૈસાદારની પુત્રી
હલામણ જેઠવો
ગજરામારૂ
ગુલબકાવલી
સદેવંત સાવળીંગા
બરાસ કસ્તુરી
સુંદર કામદાર
અક્કલની વાતો
કમળા કીશોરી
પ્રપંચી પતિવ્રતા
ચંદ્રસેન વેણી પદ્મણી
કામરૂદેશની ઈન્દ્રજાળ
ચતુરસિંહ ઠગારો
[ ભાગ ૧ થી ૪ ]
અલક કુમારી
સતી ભક્તિ પ્રભા
દીનકરમણી
હેથલ પદ્મણી
એકાદશીની કથા
નવરાત્રીના ગરબા

સંતસમાજ ભજનાવલી
ભજન ભંડાર
ભજન સાગર
પારસમણી
વિલાસ સુંદરી
સુમતી વિલાસ
ગુરૂ ગીતા
લાખ ચક્કર
મેના શેઠાણી
સતી તેજબા
પાપીની દશા
ગુણસુંદરી
સ્ત્રી ચરિત્ર
પાકશાસ્ત્ર
જાદુકપટ
બોલતો પલંગ
સતી જસમા
બીરબલ બાદશાહ
છેલ જરાર
ઢોલા મારૂ
પ્રેમઘેલો

જ્ઞાનમાળા
ખ્યાલ સાગર
વિક્રમ ચરિત્ર
બે બહેનો
મોટી વહુ
છુપો હુમલો
સાગરની સુંદરી
તવંગરનો તમંચો
અડવો
સત્યવાન સાવિત્રી
પ્રભાત સંગ્રહ
સર્વસાર સંગ્રહ
ભારતનો ભૂપાળ
શિવ મહિમ્ન સ્તોત્ર
જાદૂઈ જડીબુટી
જેમંગળ હાથી
સુદામા ચરિત્ર
કરાંચીનો મુકર્દમો
પ્રારબ્ધ પુરૂષાર્થ
વરસાદનો કેર
સત્યનારાયણની કથા

## હરેકનો એક આનો

અર્જુન ગીતા
આરતી સંગ્રહ
ભજનાવલિ
જયશંકર સ્તોત્ર
કબીરનાં ભજન
ધીરાનાં પદ
કુંવરબાઇનું મામેરૂં
શુકનાવલી
શનીશ્ચરની કથા
હનુમાન ચાલીસા
રામરક્ષા સ્તોત્ર
ત્રીકાળ સંધ્યા

નારાયણ કવચ
અક્કલનું પડીકું
શારદા કાયદો
સ્વરાજ્ય કીર્તન
દાણ લીલા
કન્યા ગીતાવલિ
મીરાંનાં ભજન
ઓધવજીનો સંદેશો
સાંઇ કે સો ખ્યાલ
કીસ્સા શાહેરમ
અસલી
મહીયારી લીલાવતી

ઇસ્લામકા ચાંદ
શાહી કવાલ
જવહરકા લટકા
મહોબતકા ખજાના
નૂરનામા
વફાત નામા
સરાફત નામા
સખાવત નામા
નાજની પઠાણ
હુરકા દિવાના
નવીનો નખરો
તુલસી કબીર સાખી
ભોજા ભગતના ચાબખા

## હરેકના આઠ આના

ઘાઘરાવાળી
જુએલ ભાગ ૧-૨
રાજનગર રહસ્ય
ઇશ્કનો અંજામ
ભેદી રાજકુમાર
સાત સુંઢનો હાથી
કીસ્મતનો ચમત્કાર

નિર્ભાગી નિર્મળા
સંતસમાજ (મોટી)
ગરબાવળી (મોટી)
ગાયનમાળા (મોટી)
ભગવદ્ ગીતા (સોનેરી)
હારમોનીયમ ગાઇડ
શેઠ સગાળશા

કુળલક્ષ્મી કમળા
વીર ધનંજય
કાળું ગુલાબ
આનંદ મઠ
શુરવીર છેલ
યોગની ચાવી
છેલ્લા આંસુ (પાકી)

# પાકાં પૂંઠાનાં નોવેલો

| | | | |
|---|---|---|---|
| અલફ લયલા | ૪—૮—૦ | કુંજ કિશોરી | ૨—૦—૦ |
| અરેબીયન નાઇટસ | ૪—૮—૦ | ચમત્કારીક ગુફા | ૨—૦—૦ |
| દાસ્તાને અમીર હમઝા | ૨—૮—૦ | રાજ કઠીઆરો | ૧—૦—૦ |
| બત્રીસ પુતળીની વાર્તા | ૨—૦—૦ | રસિક વિવિધ ધોળ | ૧—૦—૦ |
| સુડા બોતેરીની વાર્તા | ૨—૦—૦ | બીરબલ બાદશાહ | ૧—૮—૦ |
| જાલધર આખ્યાન | ૧—૪—૦ | શયતાનનું ચક્કર | ૧—૮—૦ |
| ઈંગ્લીશ ટીચર ૧—૨ | ૧—૮—૦ | સિપાઇ બચ્ચાની સજની | ૧—૦—૦ |
| પોકેટ ડીક્ષનરી નાની | ૦-૧૨-૦ | જી—રો—જી | ૧—૮—૦ |
| પોકેટ ડીક્ષનરી મોટી | ૨—૮—૦ | કરણીનો ફેજ | ૧—૮—૦ |
| હુન્નર શિક્ષક | ૧—૮—૦ | જરની જંજાળ | ૧—૮—૦ |
| કોકશાસ્ત્ર | ૧—૮—૦ | કુમુદા ને કાન્તા | ૧—૮—૦ |
| વિલાયતી કોકશાસ્ત્ર ૧—૨ | ૩—૦—૦ | અંગના કે દેવાંગના | ૨—૦—૦ |
| સાંસારીક ગુપ્તજ્ઞાન | ૧—૮—૦ | ગુલસાના | ૧—૦—૦ |
| ગુપ્ત ખજાને હુન્નર | ૨—૦—૦ | રજપૂતોની રંગભૂમિ | ૨—૮—૦ |
| જીવનશાસ્ત્રના ગુપ્ત ભેદ | ૩—૦ ૦ | કરો તેવું ભરો | ૧—૦—૦ |
| વૈદ તીલકચંદના ભાષણ | ૧—૦—૦ | મોજીલી માશુક | ૧—૪—૦ |
| દેવશીરાઇ (જૈન ધર્મ) | ૦-૧૦-૦ | શીયળની કસોટી | ૧—૦—૦ |
| નિત્ય સ્મરણ સ્તોત્ર | ૦-૧૨-૦ | જુબેદા ૧—૨ | ૧—૦—૦ |
| પંચ પ્રતિક્રમણ સૂત્ર | ૧—૪—૦ | ખુબસુરતીનું ખપ્પર | ૧—૦—૦ |
| સમાજની સંધ્યા | ૧—૦—૦ | યમરાજાનો દરબાર | ૧—૦—૦ |
| ભક્ત સુરદાસ | ૧—૦—૦ | દેવદાસ | ૧—૦—૦ |

શ્રી " મોઢેશ્વર " પ્રિ. પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત.

—: ગામે ગામ એજન્સીઓ આપવાની છે :—

# ફક્ત રૂપીઆ પચીસની મુડીમાં

## દર મહીને રૂપીઆ ૩૦ થી ૪૦ ની ઘેર બેઠાં કમાણી

## અમારી સ્પેશીયલ બનાવટો

ગાંધી ટુથ પાવડર
ગાંધી ઓઇન્ટમેન્ટ
સ્ટરલીંગ ઇન્ક
બ્લુ બ્લેક-બ્લેક-રેડ
મેરીમેન સ્નો
મેરીમેન ફેઇસ પાવડર
લીલછી વાયોલેટ પાવડર

ઝટ સાફ હેર રીમુવીંગ પાવડર
નવજીવન પેન બામ
જવાહીર પેન બામ
કર્ફીન કટ હેર રીમુવીંગ સોપ
બાલશાહી સાબુ [બાલકાઢવા]
ક્લીનો જાદુઇ રૂમાલ
ક્લીનો મેટલ પોલીશ (ડબ્બા)
ક્લીનો વોશીંગ પાવડર

**ભાવ સેમ્પલ તથા એજન્સીની શર્ત માટે**

—:લખો અથવા મળો:—

## ગટુલાલ છોટુભાઈ ચોકસી, સંઘાડીઆવાડ સુરત.

—: સોલ એજન્ટસ ફોર :—

**સ્ટરલીંગ કેમીકલ વર્કસ—પંજાબ ટ્રેડીંગ કું.**

**સ્ટાર ઓફ ઇંડીઆ સોપ ફેક્ટરી**

**લકી કેમીકલ વર્કસ**

**ફક્ત એકવા ટ્રાયલ. ઓડર આપી ખાત્રી કરો**

સુરત બરાનપુરી ભાગળ પર આવેલા શ્રી "મોઢેશ્વર" પ્રિન્ટીંગ પ્રેસમાં
મણીલાલ ભગવાનદાસે છાપી અને શ્રી નવજીવન પુસ્તકાલય
ટાવર રોડથી પ્રસીદ્ધ કરી.

## —= "પુષ્પ"નાં હાસ્યરસિક એકાંકી નાટકો =—

એક પણ સ્ત્રી પાત્ર વિનાનાં

[ શાળા, સમાજ તેમજ જ્ઞાતિના મેળાવડામાં ભજવી શકાય એવાં ]

**બ્રીફલેસ બેરીસ્ટર ❀ અમેરીકન ડૉક્ટર**

# અપ-ટુ-ડેટ સેમ્પલ્સ

[ સ્ત્રી-પાત્રવાળાં ગાયન-ભાષણ સાથેનાં સ્ટેજ થઇ શકે એવાં પ્રહસનો ]

**મુંબઈનો મવાલી ❀ જેન્ટલમેન લોફર**

# બેરીસ્ટરની બૈરી

[મૂલ્ય: દરેકને માટે પોષ્ટેજ સાથે **પાંચ આનાની** ટીકીટ બીડો]

કીતાબો પ્રેમની લાખો ઉઘાડી-વાંચી મ્હેં જોઈ:
નથી જીતી શક્યું કોઈ નહિ જીતી શકે કોઈ.
જુવાની એ દીવાની છે દીલો એ કંઈકનાં કોરે:
સહન કરવું પડે સૌન્દર્ય ને સૌંદર્યના ચોરે.

ઉપરની લીટીઓનો ભાવાર્થ તમારે સમજવો હોય તો !

# વીર કુણાલ

"ગુજરાતી સાહિત્ય મંદીર"નું છેલ્લામાં છેલ્લું રસિક ઐતિહાસિક પ્રકાશન વાંચી નાખો.

૨૫૦ ઉપરાંત પાનાં પાકું પૂઠું | **મૂલ્ય: રૂપીઆ બે** | પોષ્ટેજ જુદું

( આ જાહેરખબરની કાપલી બીડનારને ૫૦ ટકા કમીશનથી )

**શ્રી નવજીવન પુસ્તકાલય,** ટાવર રોડ—**સુરત.**

મોહેશ્વર પ્રીં. પ્રેસ, સુરત.

શ્રી નવજીવન પુસ્તકાલય

ટાવર રોડ સુરત

સ્ત્રી પાત્ર વગરનાં

ફ્રીફ્લેસ બેરીસ્ટર

અમેરીકન ડૉકટર

અપ-ટુ-ડેટ સેમ્પલ્સ

લાલ બત્તી

[સ્ત્રી પાત્ર સાથેનાં]

રાવસાહેબ

જેન્ટલમેન લોફર

બેરીસ્ટરની બૈરી

* ઉમંગ ના ઉછાળાં હાસ્યરસિક નાટકો *





— મૂલ્ય —

હરેકના

પોષ્ટેજ સાથે

# પાંચ આના

PRINTED BY: MANILAL BHAGVANDAS

SHREE 'MODHESHVAR' P. PRESS, BURANPURI BHAGAL, SURAT.